ઘાટકોપરની વિનતી થતા ત્યા પધારી શા પુનસી રાણાભાઈ તથા પેથાપુર નિવાસી સોમચદભાઈને શા' દેસર શાણાએ કરેલ અપુર્વ ધામધૂમ પુર્વક મહા સુદિ ૫ મે દીક્ષા આપી, અનુક્રમે નામ મુનિશ્રી પ્રભાવવિજયજી તથા સપત્ત વિજયજી નામ રાખી પોતાના શિષ્ય બનાવ્યા તેજ અવસરે મહિમાવિજયજીને વડી દીક્ષા પણ અપાઈ તેજ દીવસે ચરિત્ર નાયક પાસે રહી અભ્યાસ કરતા કચ્છ બીદડાના રહીશ રવજીભાઈ શીવજીને પણ એકદમ જાગૃતિ થતાં તેમણે પણ સુરત જઇ તેજ દીવસ સાધ્યો અને મુ૦ કચનવિજયજીએ દીક્ષા આપી મુનિ રજનવિજયજી નામ રાખી શ્રી ચરિત્ર નાયકના શિષ્ય બનાવ્યા

ત્યારબાદ ત્યાથી વિહાર કરી સુરત પધર્યા અને હરિપુરામા મુનિ સપતવિજયજી તથા મુનિ પ્રભાવવિજયજીને વડી દીક્ષા આપી

## મુનિ સમેલનમા સક્રિય ભાગ

આ અવસરે અમદાવાદમાં મુનિ સમેલનમા પધારવા નગરશેઠ કસ્તુરભાઈ મણીલાલની વિનતિ રૂપ તારો આવતા વિહાર કરી અમદાવાદ પધાર્યા અને રસપુર્વક ભાગ લેવા માડયો આ ટાઇમે આર ભડાના ગાધી મણીલાલ કાળીદાસના ધર્મપત્ની જડાવને દીક્ષા પોતાનાજ વતનમા લેવાની ઈચ્છાથી મુ૦ શ્રી સુમતિવિજયજીને ભાણવડ મોકલ્યા ત્યાં ભારે ઓચ્છવ પુર્વક વૈશાક સુદિ ૧૦ મે દીક્ષા થઈ અને સા. શ્રી જયશ્રીજી નામ રાખી શ્રી સયમશ્રીજીના શિષ્યા

બનાવ્યા અને ત્યા પુ૦ મહારાજશ્રીના ઉપદેશથી કાયમ આયબીલ શાળા માટે એક ગૃહસ્થ તરફથી રૂપિઆ નૂમાયા

પુ૦ ચરિત્ર નાયક અમદાવાદથી વિહાર કરી વિરમગામ થઈ સમી પધાર્યા અને ત્યા જ્ઞાનમ દિરની આવશ્યકતા જણાતા ઉપદેશ દ્વારા રૂ ૧૦૦૦) કરાવ્યા અને ધર્મ ભક્તિ જૈન જ્ઞાનમ દિરની સ્થાપના કરાવી ત્યાથી વિહાર કરી છકી આરડાવાળા આશારામભાઇની વિન તિ થતા ત્યા પધારી ઉજમણું, શાન્તિ સ્નાત્ર વીગેરે સુ દર શુભ કાર્યો કરાવ્યા અને ત્યાથી પાનસર પધાર્યા

ત્યા ખ ભાતના શેઠ કસ્તુરભાઈ આદિ ચાતુર્માસ માટે વિન તિ કરવા આવતાં તેમની વિન તિને માન આપી વિહાર કરતા કરતા જેઠ સુદિ ૧૧ સે ખ ભાતમા સ મૈયા પુર્વક પધાર્યા અને સ ૧૯૯૦નુ ચાતુર્માસ ખ ભાતમા કર્યુ ચાતુર્માસમા ચૌદ પુર્વ અષ્ટ મહાસિદ્ધિ અક્ષયનિધિ આદિ સુ દર ધર્મ ક્રિયાઓ થઈ પર્યુષણમા મુનિ લબ્ધિવિજયજીએ માસખમણ કરવાથી તે પ્રસ ગે જૈન શાળામા અષ્ટાપદજીની રચના કરી પ્રભુ પધરાવ્યા હતા તેમજ ભાદરવા સુદિ ૧૩ મે મુનિ ક ચન વિજયજી તથા મુનિ ભુવનવિજયજીને ભગવતીજીના યોગમા પ્રવેશ કરાવ્યો વળી આસો સુદિ ૧૦ મે ઉપધાન શરૂ થતા ૩૫ પુરૂષો અને ૭૫ શ્રાવિકાઓએ પ્રવેશ કર્યો તેજ અવસરે ખ ભાતની ત્રણ નાની કુમારિકાઓનો દીક્ષા મહોત્સવ ભારે ઠમઠમાવાળો થયો હતો

## પદવિભૂષિત શિષ્યો

ખ ... વિહાર કરી પાલીતણા પધાર્યા

વિદ્વદ્દોવિદ ચારિત્રશીલ મુનિ શ્રી કચનવિજયજી તથા મુનિ ભુવનવિજયજીને પદારોહણ કરવાનો સમય નજીક આવેલ શ્રી સઘને જણાવતા અત્યત હર્ષ થયો અને તે નિમિત્તે મહોત્સવની સુદર ઉજવણી પુર્વક સ ૧૯૯૧ ના મહા સુદિ છઠના ચડતે પહોરે મુનિ શ્રી કચનવિજયજીને ગણિ તથા પન્યાસપદથી અને મુનિ શ્રી ભુવનવિજયજીને ગણિપદથી વિભૂષિત કર્યા તે ટાઇમે ઘણા શ્રાવિકાઓએ પણ અનેકવિધ વ્રતો ઉચ્ચર્યા

ત્યારબાદ તળાજા પધાર્યા અને યાત્રામાં આત્મિક વિકાશ અનુભવ્યો અને ફાગણ વદી ૧૧ રસના કાયમી સસ્થા માટે ઉપદેશ આપતા વર્દ્ધમાન તપ સસ્થા સ્થાપન કરી અને સુદર ફડ કરાવ્યુ, તેમજ તેને સુદર બનાવવા ભાવનગરમાથી પણ રૂ ૨૫૦૦] ની મદદ અપાવી ત્યથી વિહાર કરી શીહોર થઈ દેવગાણા પધાર્યા ત્યા કચ્છ ભાયટવાળા શા ચાપશી પુનશી ને દીક્ષા આપી મુનિ ચપક વિજયજી નામ રાખી પ્રભાવવિ ના શિષ્ય બનાવ્યા અને ત્યાથી વિહાર કરી ભાવનગરના સઘની સાગ્રહ વિનતિનો સ્વીકાર કરી સ ૧૯૯૧ નુ ચાતુર્માસ કર્યું, ચોમાસા બાદ પુ મહારાજશ્રીના ઉપદેશથી બાઈ માન્જી તરફથી છ'રી પાળતો ગિરિરાજનો પોષાતીનો સઘ કાઢયો અને ત્યાં યાત્રા કરી લીંબડી પધાર્યા ત્યા કામદાર સઘવી ગોવિંદજી વીરચદ ભાઈના ઉજમણા પ્રસગે સ્થિરતા કરી ત્યા સઘના આગ્રહથી ફાગણ ચોમાસી કરી પાટડી પધાર્યા પાટડીમા શેઠ પોપટ લાલ ધારશીભાઈએ આવી આચાર્યપદ માટે ખુબ આગ્રહ

કર્યો અને આપશ્રીના પ્રખરવકતૃત્વ ચારિત્રશીલતા શાસનની ધગશ ઇત્યાદિ ગુણોથી આકર્ષાઇ પુ સાગરજીમહારાજશ્રીએ પણ ખાસ પદ વિભૂષિત થવા સંદેશ પાઠવ્યો છે, છતા પણ પુ ચરિત્ર નાયકને તે મહાન્ પદ માટેની લજ્જા થતા હા પાડી શક્યા નહિ અને વીરમગામ પધાર્યા ત્યા પણ શેઠ પોપટભાઇની દૃઢ ખૂબ આગ્રહપુર્વક વિનતિ થતા તેઓશ્રીને સાગરજી મહારાજશ્રી તેમજ પોપટભાઇના આગ્રહને વશ થવુ પડ્યું, અને પાલીતાણા ધામધૂમ પુર્વક પધાર્યા

## મહત્વને યોગ્ય મહાપુરૂષોને મળેલુ મહત્વભર્યું આચાર્ય પદ

આપણા ચરિત્રનાયકની સાથે બીજા પણ ત્રણ મહાત્મા ઉ માણેકસાગરજી ઉપા કુમુદ વિજયજી પ શ્રી પદ્મ વિજયજીની આચાર્ય પદવીનો પ્રસગ શેઠ પોપટલાલ ધારશીભાઇ તરફથી અનેક વિધ તીર્થોના રચનાત્મક મહોત્સવ સાથે થતાં જનતામા અનહદ આનદ ફેલાયો અને સ ૧૯૯૨ના વૈશાખ સુદિ ૪ ને શનવારના પ્રાત સમયે અગણિત માનવ મેદનીમા આગમોદ્ધારક પુ સાગરાનદ સૂરિજી મહારાજ સાહેબે ઉકત ચારેય મહાત્માઓને આચાર્ય પદ વિભૂષિત કર્યા અને નામ શ્રી માણેકસાગરસૂરિજી, વિજયકુમુદસૂરિજી, વિજયલબ્ધિતસૂરિજી, અને વિજય પ્રભસૂરિજીર રાખ્યા આ પ્રસગે અભિનદન પાઠવતા કેટલાય તારો આવ્યા હતા અનેકવિધ પ્રભાવનાઓ થઇ

હતી, તેમા શેઠ પોપટલાલભાઈએ રૂ ૭ થી ૮ હજાર વાપરી અપુર્વ લ્હાવો લીધો હતો, હવે આપણા ચરિત્ર નાયક આ વિજયભક્તિસૂરિજી નામથી પ્રસિદ્ધ થયા ત્યારબાદ રાજકોટ નિવાસી ભાઈ મણિએ તળાજાના સઘમા પધારવા આગ્રહ વિનતિ કરતા તળાજા પધાર્યા ને ચતુર્વિધ સઘની સાથે યાત્રા કરી તીર્થમાળ પહેરાવી પાછા પાલીતાણા પધાર્યા ત્યા લીબડીના સઘની ચાતુર્માસ માટે આગ્રહ ભરી વિનતિનો સ્વીકાર કરી લીબડી જેઠ વદી બીજે પધાર્યા તેજ દિવસે મીયા ગામના શા દલસુખભાઈ રતનચદને દીક્ષા આપી મુનિ દોલતવિજયજી નામ રાખી પોતાના શિષ્ય બનાવ્યા અને આષાડ સુદી છે વડીદિક્ષા આપી તે બધો ખર્ચ તેમના પુત્ર અમીચદ તરફથી થયો અને સ ૧૯૮૨નુ ચાતુર્માસ લીબડી કર્યું વ્યાખ્યાનમા શ્રી ભગવતી સૂત્ર શરૂ કર્યુ સાચા મોતીનો સાથીઓ કરાવ્યો અને હમેશા જુદા જુદા ઘેર લઇ જતા જ્ઞાનની ઉપજ સારી થઈ વ્યાખ્યાનમાં જનતા સારી મ બ્યામ આવતા ઉપાશ્રય મકડાશનો અનુભવ કરાવતો હતો કોઈ વખત ત્યાના ઠાકોર સાહેબ અપુર્વ ભાવભક્તિ પુર્વક લાભ લેતા હતા તપસ્યાઓ પણ સારી થઈ ચાતુર્માસ પુર્ણ થયે વિહાર કરી પોષ દશમે શખેશ્વરજી પધાર્યા આ વખતે અમદાવાદ વાળા શા ડાહ્યાભાઈ સાકળચદે પોતાને ત્યા ઉજમણા પ્રસગે અત્યત આગ્રહ કરતા અમદાવાદ પધાર્યા અને પોષ વદિ ૧ના રોજ ઉજમણું શરૂ થયુંઅને સુંદર મહોત્સવ થયો ત્યારબાદ આગલોરવાળા તરફથી ઇડરમા શાશ્વતી ઓળીની આરાધના નિમિત્તે શેઠ પોપટભાઈ તથા નગીનભાઈની સાગ્રહ વિનતિને માન આપી તે તરફ પધાર્યા

દીક્ષા આપી નામ મુનિ વિનયવિજયજી રાખી પૂ૦ આચાર્ય-શ્રીના શિષ્ય બનાવ્યા

ત્યારબાદ વિહાર કરી લોયણી પધાર્યા ત્યાં મુનિવિનયવિજયજીના સંસારી ભાઈ મણીલાલ કાળીદાસની પુત્રી કુમારિકા લક્ષ્મીબ્હેનને વૈશાખ વદિ ૧૧ સે ઘણા ઠાઠથી દીક્ષા આપી સાધ્વી શ્રી લાવણ્યશ્રીજી નામ રાખી તેમના સંસારી માતુશ્રી જયાશ્રીજીના શિષ્યા બનાવ્યા અને વિહાર કરી બોટાદ પધારી જેઠ સુદિ ૧૧ સે મુનિ વિનય વિજયજી તથા સાધ્વી લાવણ્યશ્રીજીને વડી દીક્ષા આપી ત્યા સમીના ચાતુર્માસ માટે અતીવ આગ્રહ ભરી વિનંતિ થતાં વિહાર કરી સુંદર સ્વાગત સાથે સમી પધાર્યા અને સં ૧૯૯૨નું ચાતુર્માસ કર્યું

ત્યા પૂ૦ સુમતિવિજયજીને ભગવતીજીના યોગમા પ્રવેશ કરાવ્યો, અને બીજા શાસનોન્નતિ ઉપધાનાદિ ઘણા સુંદર કાર્યો થયાં

ત્યાંથી આદરીયાણા પધાર્યા ત્યા સંઘના ઉત્સાહ પૂર્વક ભાઈ મફતલાલને પોષ સુદિ ૧૪ સે દીક્ષા આપી નામ મુનિ શ્રી માણેકવિજયજી રાખી પુ૦ સુમતિવિજયજીના શિષ્ય બનાવ્યા ત્યાંથી શાહ હઠીસંગ રામચંદ તરફથી વડગામનો છરી પાળતો સંઘ નીકળ્યો, તેમા લાભ લઈ ઉપરીયાળાની યાત્રા કરી સુંદર સામૈયા પુર્વક વીરમગામ પધાર્યા

## પદવીપ્રદાન

મુનિરાજ શ્રી સુમતિવિજયનું ગણિપદારોપણનું મુહૂર્ત્ત

કાઢી સંઘે કરેલા મહાન્ ઓચ્છવ પુર્વક તેમજ બહારગામની ઘણી માનવમેદની વચ્ચે મહા વદિ ૭ મે ગણિપદાલકૃત કર્યા આ વખતે સુંદર શાસન પ્રભાવનાના કાર્યો થયા હતા

ત્યારબાદ વિહાર કરી રસ્તામા અનેક ભવ્યજનો ઉપર ઉપકાર કરતા કરતા વઢાવલી પધાર્યા ત્યા પ કચનવિજયજી ગણિ પહેલેથી જ પધારેલા હતા ફાગણ શુદિ ૫ મે નાણુમ ઠાવતાં ૨૧ શ્રાવક શ્રાવિકાઓએ બ્રહ્મચર્યાદિ વ્રતો ઉચ્ચર્યા અને સુદર પુજાઓ ભણાવાઈ

વઢાવલીથી શુદિ ૬ ચાણુસ્મા સામૈયા પૂર્વક પધાર્યા અહિ આચાર્ય મહારાજથી પાસે ત્રણ માસથી રહેલ બેરુના શા સોમચદ મનસુખરામને અત્યત વૈરાગ્ય થએલ, વિગયનો ત્યાગ આદિ અભિગ્રહો રાખેલ તેમને ચાણુસ્મા સઘે કરેલ ભારે મહોત્સવ પૂર્વક ફાગણ સુદ ૧૦ મે દીક્ષા આપી નામ મુનિશ્રી સુભદ્રવિજયજી રાખી મુનિ સુમતિવિજયજી ગણિના શિષ્ય બનાવ્યા, તે દિવસે ત્યાંના સઘે માનપત્ર આપ્યું હતું તેમજ દબદબાભર્યો વરઘોડો કાઢયો હતો ત્યારબાદ ત્યાથી વિહાર કરી પાટણ પધાર્યા, ત્યાં ચ પાબ્હેન તરફથી સામૈયુ તથા શ્રીફલની પ્રભાવના થઈ

ત્યારબાદ શખેશ્વરજીમા રાધનપુરવાલા મણીયાર હર ગોવિંદદાસ જીવરાજની પોતાના ઉજમણા પ્રસગે આગ્રહ વિનતિ થતા પૂ૦ ચરિત્ર નાયક શખેશ્વરજીમા સામૈયાપૂર્વક પધાર્યા, ત્યા અનેક ભવ્યાત્માઓએ જુદી જુદી જાતના વ્રતો ઉચ્ચર્યા તેમજ ૬—૭ હજાર માનવમેદની ભરાઈ જેથી પૂ૦

આચાર્યશ્રીની અપુર્વ વાણી પ્રભાવથી શ ખેશ્વરજીમાં અનેક ખાતાઓમા સારી મદદ થઈ, આ બધો લાભ હરગોવિ દભાઈએ ઉદાર દિલથી લીધો હતો

ત્યારબાદ વિહાર કરી સાલડી ધામધૂમ પૂર્વક પધાર્યા. ત્યાં મુનિ પ્રતાપવિજયજી તથા પ્રબોધવિજયજીના વરસીતપના પારણા નિમિત્તે અનેરો મહોત્સવ ઉજવાયો અને લીંચના સ ઘે પણ પારણુ કરાવી લાભ લેવા માટે વિનતિ કરતાં પ્રતાપવિજયજી આદિને ત્યા મોકલી લાભ આપ્યો

## બોરૂમા વડી દીક્ષા

સાલડીથી વિહાર કરી બોરૂ સ ઘના આગ્રહથી બોરૂ પધાર્યા વૈશાખ સુદિ છઠ્ઠે નાણુ મ ડાવી મુનિ માણેકવિજયજી તથા સુભદ્રવિજયજીને વડી દીક્ષા આપી તેમા સામૈયુ નાણુ પૂજા પ્રભાવના, નવકારશી આદિ બધુ જ સુભદ્રવિજયજીના સ સારી પિતાશ્રી તરફથી થયુ હતું

## ચવેલીમા પ્રતિષ્ઠા મહોત્સવ

ત્યારબાદ વૈશાખ વદિ ૬ ઠે ચવેલીમાં પ્રતિષ્ઠા નિમિત્તે સ ઘના આગ્રહથી ધામધૂમથી પ્રવેશ કર્યો પ૦ ક ચનવિજયજી ગણિઆદિ ઠાણા પાંચ પણ પ્રથમથીજ આવી પહોંચ્યા હતા તે નિમિત્તે કુંકુમપત્રિકા કાઢી બહારગામના મેમાનો બોલાવી સુ દર ભક્તિ કરવામાં આવી પૂ૦ ચરિત્રનાયકની વ્યાખ્યા નની સુ દર અસર થતા સુ દર સમારોહપુર્વક પૂજા ભણાવી એક ગ્રહસ્થ તરફથી નવકારશી થઈ

અષાઢ વદિ ૧૧ સે મુનિ જગતવિજયજી મહારાજ કાળધર્મ પામતાં, અઠ્ઠાઈ મહોત્સવાદિ થયુ

તેમજ સ ઘવી નગીનદાસ કરમચ દ વિગેરે સદ્ગૃહસ્થો તરફથી ઉપધાન તપ, માળારોપણ દેવદ્રવ્યાદિકની વૃદ્ધિ ગ ગનનો ઘણા ઠાઠથી વરઘોડા વિગેરે શુભ કાર્યો પાટણમા ઘણા સુંદર થયાં પાટણથી વિહાર કરી ચાણસ્મા થઇ સમી પધાર્યા ત્યાં વરચા ઘેલચ દ મગનચ દે યુગનાયકજીનો હીરાજડિત મુગટ ચડાવવા નિમિત્તે મહોત્સવ શરૂ કર્યો. ત્યા મહોત્સવ મા ભાગ લઈ હારીજ કબોઈ થઈ ચાણસ્મા પધાર્યા, ત્યાં મહા સુદી ૧૩ મુનિશ્રી સુમતિવિજયજી ગણિને પન્યાસપદ અર્પણ કર્યું ચાણસ્મામા તે નિમિત્તે સુંદર મહોત્સવ થયો હતો ત્યારબાદ ત્યાંથી વિહાર કરી ખેરવા, સાલડી, ઓરૂ, પાનસર થઇ કલોલ પધાર્યા આ વખત આરભડાનાં રહીશ બ્હેન હરકોર ખાસ પ્રથમથી સાધ્વીજી જયશ્રીજીના પ્રસ ગમાં આવેલ, અને આચાર્ય મહારાજશ્રીના ઉપદેશથી વૈરાગી બનેલા હતાં તેમની ભાવના દીક્ષા લેવાની થવાથી કલોલના સ ઘે અઠ્ઠાઇ મહોત્સ ૧ શરૂ કર્યો બ્હેન હરકોરના શ્વસુર પક્ષના ભાઈ ગુલાબચ દ કાનજી જેઓ ઘણા વર્ષથી આફ્રિકા રહે છે, તેઓ બાઇને દીક્ષા અપાવવા આવી પહોચ્યા તેમણે પણ મહોત્સવમા ભા ા લીધો. કલોલમા ગારો ર ગ જામ્યો ફાગણ વદી ૨ ના દીવસે ઘણા સમારોહ સાથે બ્હે ા હર કોરને દીક્ષા આપી તેમનું નામ સાધ્વીજી હેમશ્રીજી રાખી આચાર્ય મહારાજની આજ્ઞાવર્તી સાધ્વીજી દર્શનશ્રીજીના શિષ્યા સ જમશ્રીના શિષ્યા જયશ્રીજીના શિષ્યા કર્યા. તેજ

દીવસે મુનિશ્રી ભાનુવિજયજીને પ્રથમ લઘુ દીક્ષા ચાણસ્મા આપેલ તેમને વડી દીક્ષા આપી પં સુમતિવિજયજીના શિષ્ય તરીકે જાહેર કર્યા સંઘનો ઉત્સાહ ઘણો હતો આસ પાસથી માણસ ઘણું આવ્યું હતું ત્યાંથી સેરીસા યાત્રા કરવા માટે એક ટોળી નીકળી ત્યા પણ સ્વામિવાત્સલ્ય, પૂજા, પ્રભાવના વિગેરે સારા કાર્યો થયા ત્યાથી અમદાવાદ થઈ ઓગણેજ પધાર્યા ચૈત્રીની શાશ્વતી ઓળી કરાવી આસપાસના ગામોના લોકોએ લાભ સારો લીધો ઓગણેજના શાહ સોમચંદભાઈ અમથાલાલ તરફથી ચૈત્રી પુનમના ખૂબ ઉત્સાહથી દેવ વંદાયેલા ત્યા નાનું ગામ હોવા છતાં એક મંડપ ઉભો કરવામા આવ્યો આજુબાજુના ગૃહસ્થો દેવવંદન કરી ઘણા ખુશી થયા આવી ક્રિયા કોઈવાર નહીં થયેલ હોવાથી જૈનેતર લોકો ખૂબ આનંદીત થયા ત્યાંથી અમદાવાદ શેઠ મોહનલાલ છોટાભાઈના ઉજમણા પ્રસંગે તેઓની વિનંતિથી અમદાવાદ પધાર્યા આ પ્રસંગે અમદાવાદમાં ઉજમણાનો ઠાઠ અપૂર્વ હતો આચાર્ય મહારાજ સાગરાનંદસૂરિજી વિગેરેની પધરામણી થઈ હતી એકંદર શાસનની ઉન્નતિમા ભાગ લઈ વિહાર કરવાની તૈયારી હતી તેવામાં વઢવાણ શહેરથી સંઘ તરફથી એક ડેપ્યુટેશન ચાતુર્માસ માટે વિનંતિ કરવા આવ્યું સંમત આગ્રહ થવાથી ચોમાસું કરવા હા પાડી વિહાર કરી વઢવાણ શહેરમા પ્રવેશ કર્યો

## વઢવાણ શહેરમા શુભ કાર્યો

વઢવાણ શહેરમાં ચાતુર્માસ માટે પ્રવેશ થતાજ વ્યા-

વ્યાખ્યાનમાં મેદની વધવા માંડી સંઘને ભગવતીસૂત્ર સાંભળવા ભાવના થઈ, તેથી સાચા મોતીનો સાથીયો લાવ્યા સ્થાનકવાસી ભાઈઓએ પણ વ્યાખ્યાનમાં સારો લાભ લીધો ઉપાશ્રયમાં સમાવેશ નહિ થવાથી શ્રી સંઘે વિશાળ ઉપાશ્રય કર્યો. ચોમાસામાં ભિન્ન ભિન્ન તપશ્ચર્યાઓ થવા ઉપરાંત આસો માસમાં ઉપધાન તપ શરૂ થયા લગભગ અઢીસો માણસોએ ઉપધાન વહન કર્યા વઢવાણના સંઘે ઉપધાન વાળાની ભક્તિમાં ખામી રાખી ન હતી ઉપધાન કરનારને આનંદ થઈ રહ્યો હતો છેવટમાં માળ પ્રસંગે જુદા જુદા ગામના ગૃહસ્થો શ્રાવક શ્રાવિકાઓએ વઢવાણ શહેરમાં આવી શાસન શોભામાં વધારો કર્યો હતો માળ પ્રસંગે અઠ્ઠાઈ મહોત્સવ શાન્તિ સ્નાત્ર વિગેરે તથા દેવદ્રવ્યાદિકની ઉપજ પણ સારી થઈ હતી ચોમાસું ઘણા આનંદની સાથે સમાપ્ત થયું છેવટે એક જાહેર વ્યાખ્યાન આપી માગસર વદી ૭ મે વિહાર કરી ગામ ચુડાના તારવાળા શા મનસુખભાઈ સુખલાલની વિનંતિથી તેઓના ઉજમણા પ્રસંગે ચુડા પધાર્યા વિહારમાં સુળી ગામ આવતાં ત્યાંના શ્રાવકોના આગ્રહથી જાહેર વ્યાખ્યાન થયા વ્યાખ્યાનમાં મુસ્લીમોના દરબારે સારો ભાગ લીધો. ત્યાંથી ચુડા પધાર્યા ઉજમણાની શોભા ઘણી સુંદર હતી સં ૧૯૯ ના પોષ વદીમાં ઉજમણું થયું વ્યાખ્યાનમાં ઘણા માણસોએ લાભ લીધો જુદા જુદા અભિગ્રહો થયા ત્યાંથી વિહાર કરી રાણપુર થઈ અલાઉ પધાર્યા અલાઉમાં સં ૧૯૯૧ ના મહા સુદી ૬ ના દીવસે શંખેશ્વરજી પાસે સુરેલના રહીશ શાહ કાન્તિલાલ છોટાલાલને તેમના કુટુંબની સંમતિથી દીક્ષા આપી તેમનું નામ મુનિશ્રી

કાન્તિવિજયજી રાખ્યું ત્યાથી વળા, શીહોર, ભાવનગર આવ્યા ભાવનગરમા ચૈત્રી પુનમના દેવવંદન વિશાળ સંઘના ઉત્સાહ સાથે કરાવવામા આવ્યા ભાવનગરનો સંઘ ચૈત્રી પુનમના દેવવંદન કરવામાં ઘણોજ ઉત્સાહિ હોય છે જેથી લગભગ હજાર માણસની મેદની વચ્ચે દેવવંદન થયુ દેવદ્રવ્યની ખૂબ ઉપજ સારી થઇ ત્યાંથી વિહાર કરી શિહોર થઇ ગિરિરાજમા આવ્યા ગિરિરાજમાં દાદાની જાત્રા કરી પાવન થયા નીચે પ્રમાણે શુભ કાર્યો થયા

## પાલીતાણામા શુભ કાર્યો

વૈશાખ સુદી ૩ ના દીવસે શિહોરના રહીશ હીંમતલાલ ભાઈચંદને દીક્ષા આપી મુનિશ્રી ભુવનવિજયજીગણિના શિષ્ય કર્યા તેમનું નામ મુનિશ્રી હરખવિજયજી રાખ્યુ તથા તે પ્રસંગે રમણલાલ વનેચંદ સુરતના રહીશ દીક્ષા લેવા આવ્યા, તેમને દીક્ષા આપી મુનિ દોલતવિજયજીના શિષ્ય કર્યા તેમનુ નામ મુનિ રસિકવિજય રાખ્યુ મુનિ કાન્તિવિજયજીને તેજ નાણમા વડી દીક્ષા આપી આચાર્ય મહારાજના શિષ્ય કર્યા ઇત્યાદિક શુભ કાર્યો કર્યા ત્યા શાહ જામનગરના કસ્તુર ભાઇ વિગેરે જામનગરમા ચાતુર્માસની વિનંતિ કરવા આવ્યા ઘણો આગ્રહ થવાથી જામનગરનુ ચાતુર્માસ નિશ્ચય થયુ વિહારમાં ગારીયાધર સં ૧૯૯૬ ના વૈશાખ સુદી ૧૦ નો મોટો મહોત્સવ હતો તે પ્રસંગે ગારીયાધર થોડા દીવસ રોકાઇ જુદા જુદા ગામોમા વિહાર કરતા ધાર્મિક ઉપદેશ આપતા રાજકોટ પધાર્યા. રાજકોટમા એક માસની સ્થિરતા

શરીરના કારણે થઈ ત્યાથી વિહાર કરી જામનગરમાં ઘણા ઠાઠથી પ્રવેશ થયો જામનગરથી બે ગાઉ ધુવાવમા સેકડો માણસો આચાર્યશ્રીના સામા આવ્યા, ત્યા પૂજા સ્વામિ વાત્સલ્ય થયાં ત્યાથી ઘણા સમારોહ સાથ જામનગરમા પ્રવેશ થયો સ ૧૯૯૬ નુ ચોમાસુ જામનગરમાં થયુ

## શાતિભુવનમા

## જામનગરનુ ચાતુર્માસ

જામનગરમા ચાતુર્માસમા મુનિ રસિકવિજયની વડી દીક્ષા, ચાતુર્માસમા મુંબઈથી શેઠ શાતિદાસ ખેતસીનુ આવાગમન, આચાર્યશ્રીની દેશનાની ઘણી સારી અસર થઈ, ઉપધાન તપ કરાવવા ઘણી સારી રકમ આપી, તેમના તથા જેઠાલાલ કેસવચદના તરફથી ઉપધાન થયાં ઉપધાન તપમા સારી સખ્યા હતી આજ પ્રસગે ઘણુ માણસ એકત્ર થયુ હતું દેવદ્રવ્યાદિકની ઉપજ સારી થઈ હતી ચાતુર્માસ પુરૂ થયા બાદ શ્રાવિકા નવલ બહેનને અષ્ટાન્હિકા મહોત્સવ પૂર્વક ઘણા ઠાઠથી માગસર સુદ ૫ મે દીક્ષા આપી હતી તે સમયે ત બોળી કુવચ દભાઈ પુરસોત્તમદાસે સારો ભાગ લઈ અમુક ચીજનો અભિગ્રહ કર્યો હતો દીક્ષીત બાઈનુ નામ **નિપુણશ્રી** રાખી સાધ્વીજી જયશ્રીજીના શિષ્યા તરીકે જાહેર કર્યા હતાં જામનગરમા આરબડાવાળા જાન્તજી મુળજી વિગેરેને આરબડામા પ્રતિષ્ઠા કરાવી પ્રભુજીને પધરાવવાના હોવાથી આચાર્ય મહારાજને ખુબ વિનતિ કરી આચાર્યશ્રીએ તે રસ્તો ઘણો વિકટ હોવા છતા ઉત્તમ કાર્ય ધારી જામનગરની

આજુબાજુ પ ચતીર્થી તરફ વિહાર કરી જાત્રા કરી પાછા જામનગરમા આવી પોષ માસમાં આરભડા તરફ પ્રયાણ કર્યુ

## દ્વારકા પાસે આરભડા તરફ વિહાર

જામનગરથી વિહાર કરી અનુક્રમે ખભાલિયા આવ્યા ત્યાના સઘે ખૂબ સ્વાગત કર્યું ત્યા મહોત્સવ પૂર્વક સાધ્વીજી નિપૂણશ્રીની વડી દીક્ષા થઈ ખભાલીયાથી આરભડા તરફ પ્રયાણ કર્યું માર્ગમા શ્રાવકોના ઘર નહી હોવાથી આરભડા વિગેરે ગામોના શ્રાવકો સાથે હતા રસ્તામા જૈનનાં ઘર નહી હોવા છતા જૈનેતરોએ આચાર્યશ્રીના સ્હામા આવી ખૂબ ઉત્સાહથી સામૈયા કર્યા અનુક્રમે ગામ વડતરા, રાણુ, શુરગટ, ચરકલા, મુદવાસર, હમુસર, નાગેશ્વર વિગેરે ગામોમાં જૈનેતરોએ મુકામ ખાલી કરી ઉતરવા સ્થાન આપતા હતા દરેક સ્થળે જાહેર વ્યાખ્યાન આપતાં ઉપદેશની અસર થતાં ભાદરવા સુદી ૪ સવત્સરીની તથા અસાડ સુદી ૧૪ની પાખી પડાવવાના દસ્તાવેજ કરાવતા, લોકોને ધાર્મિક રસ્તો બતાવતા બતાવતા મહા સુદી ૧૩ના દીવસે આરભડામાં પ્રવેશ કર્યો

## આરભડામા પ્રવેશ

આરભડામાં પ્રવેશ જૈન-જૈનતરથી ગાજી ઊઠયું આચાર્યશ્રીના પ્રવેશના પ્રસગે નાનકડુ આરભડા પણ આજુબાજુના જૈન તથા જૈનેતરના આવાગમનથી એક શહેર બની ગયું એક સુદર મડપ બાંધવામા આવ્યો, હમેશાં આચાર્યશ્રીના વ્યાખ્યાનથી જૈન જૈનેતરને ઘણી

સારી અસર થઇ ઘણા અભિગ્રહો, પ્રતિજ્ઞાપત્રો લખાયા આ બાજુ પ્રતિષ્ઠા કરાવવા માટે છાણીથી નગીનદાસભાઈ પધાર્યા અઠ્ઠાઇ મહોત્સવ શરૂ થયો ઝીંઝુવાડાથી પ્રજ્ઞાચક્ષુ માસ્તર સુખલાલભાઈ આ આમંત્રણને સ્વીકારી આરભડામા આવવાથી મહોત્સવમાં ખૂબ રંગ જામ્યો. તેમના જુદા જુદા ગાયનોથી જૈનેતર વર્ગ ખૂબ આનંદીત થયો અનુક્રમે મહા વદી ૬ના શુભ દીવસે ભગવાન વાસુપૂજ્ય સ્વામિને શા કાળીદાસ કસ્તુરચંદે સારા મુહુર્તે ગાદીએ બેસાડયા તે દીવસે માનવનો સમુહ અતિ વિશાલ એકત્ર થયો હતો આચાર્ય મહારાજના શિષ્ય મુનિશ્રી વિનયવિજયજી તથા તેઓશ્રીની આજ્ઞાવર્તિ સાધ્વી દર્શનશ્રીજીના શિષ્યા સંજમશ્રીના શિષ્યા સાધ્વીજી જયશ્રી તથા તેમના શિષ્યા સાધ્વી લાવણ્યશ્રીજી બાલબ્રહ્મચારી તેજ ગામના સંસારીપણાના હોવાથી આરભડાની સમસ્ત પ્રજાને અતિશય આનંદ આનંદ થયો અને ઘણાજ ઉત્સાહથી શાન્તિસ્નાત્ર ભણાયું પ્રતિષ્ઠાનો દિવસ કાયમ પાળવા માટે સંઘે કબુલ કર્યું એકંદરે મહોત્સવ ખૂબ ઠાઠથી થયો સાધર્મિક ભાઇની ભક્તિ વિગેરેનો લાભ આરભડાના સંઘે સારો લીધો, તેમા કાળીદાસ કસ્તુરચંદ વિનયવિજયજીના સંસારી પિતાજી હતા તે તથા જીવરાજ લાલજી તથા ધર્મનિષ્ઠ જાદવજીભાઇએ જુદા જુદા ગામના સંઘની ભક્તિ કરવામાં અગ્રભાગ ભજાવ્યો મહા વદ ૬ની કાયમી તિથિની આંગી પૂજા સ્વામિવાત્સલ્યનો લાભ કાળીદાસભાઈએ લેવા માટે સારી રકમ સંઘને અર્પણ કરીને લીધો મહોત્સવ સમાપ્ત થતા લગભગ દ્વારકા જે વૈશ્નવ સંપ્રદાયનું મોટુ તીર્થ કહેવાય છે, ત્યાથી કેટલાક વૈશ્નવ વિગેરેની વિનંતિથી

દ્વારકા નગરમા પ્રવેશ કર્યો આરભડામા આચાર્યશ્રીના ઉપદેશથી એક ઉપાશ્રય થયો હતો તેમા અમદાવાદ શાહપુરવાળા ઉમેદભાઇ ભુરાભાઈએ રૂા ૭૦૧] અર્પણ કર્યા

## દ્વારકામા પ્રવેશ

આરભડાથી વિહાર કરી મીઠાપૂર વિગેરે થઈ દ્વારકામા સમારોહ સાથ પ્રવેશ થયો આરભડાના શ્રાવકો સાથે હતા એક વિશાલ મુકામમા ઉતર્યા મહા વદી ૧૧ સે જાહેર વ્યાખ્યાનની વિનતિ થવાથી આચાર્યશ્રીનુ વ્યાખ્યાન મનુષ્ય કર્તવ્ય ઉપર થયુ ત્યા ઘણા વૈશ્નવ લોકો હાજર થયા. વ્યાખ્યાન સાંભળી સારી અસર થવાથી આઠ દીવસ માટે સ્થિરતા કરવા આચાર્યશ્રીને ખૂબ વિનતિ કરી, પરતુ શીવા ગામમા ત્રિભોવનદાસ હીરજીના ઉજમણા પ્રસગે આવવાની હા પાડેલી હોવાથી ઘણી તાકીદ હોવાથી સ્થિરતા થઈ નહી પરતુ કેટલાયે વૈષ્ણવ ભાઇઓએ આચાર્યશ્રીને પોતાના ઘેર પગલા કરાવ્યા આવા શહેરમા જો મુનિઓનુ આગમન થાય અને જાહેર વ્યાખ્યાનો થાય તો જૈનેતરો પણ પામી જાય તે સાક્ષાત અનુભવ થયો દ્વારકાથી વિહાર કરતાં એક બે ગૃહસ્થ તો આઠ નવ માઇલ સુધી સાથે રહ્યા જૈન ધર્મનુ સ્વરૂપ બરાબર સમજાવવાથી કેટલાયે જીવોના હૃદય પલટા થઇ જાય છે ત્યાંથી વિહાર કરી રસ્તામાં ગુરગટ થઇ નવાગામ, ખાખેડા, ગઢકા, ભારથલ થઈ મોટાગુદા આવ્યા ત્યાં સાધ્વીજી જયશ્રીના સસારી પિતાશ્રી

પોપટલાલ જયરામભાઇને નાણુ મંડાવી સજોડે બ્રહ્મચર્ય વ્રત ઉચ્ચરાવ્યુ તે પ્રસંગે બીજા ગૃહસ્થોએ પણ અભિગ્રહ કર્યો હતા ત્યાથી વિહાર કરી શીવાગા ત્રિભોવનદાસ હીરજી તરફથી ઉજમણુ હોવાથી શીવામાં ઘણા ઠાઠથી પ્રવેશ કર્યો આજુબાજુના ઘણા શ્રાવકો એકત્રિત થયા જામનગરથી મોહનલાલભાઈની ટોળી આવી પહોંચી પૂજામાં ખૂબ ઠાઠ જામ્યો સ્વામિવાત્સલ્ય કરી, સ ઘની ભક્તિ કરી ત્રિભોવનદાસે સારો લાભ મેળવ્યો ત્યાથી વિહાર કરી ભાણુવડ પધાર્યા ભાણુવડમાં આઠેક દીવસની સ્થિરતાથી જૈન જૈને તરમાં સારી અસર થઇ ત્યાથી જુનાગઢની જાત્રા માટે શ્રાવક શ્રાવિકાની ટુકડી જુનાગઢની જા ત્રા માટે તૈયાર થઈ જુદા જુદા ગામોમા વિહાર કરતા, ધર્મોપદેશ આપતા ધોરાજી પધાર્યા ત્યાં ત્રણચાર દીવસ સ્થિરતા કરી, વ્યાખ્યાનથી જૈન પ્રજામા ધાર્મિક કૃત્યોમાં સારો લાભ લેવડાવી જુનાગઢ તરફ પ્રયાણ કર્યુ

## જુનાગઢમાં પ્રવેશ

ભાણુવડના ગૃહસ્થો સાથે જુનાગઢમા પ્રવેશ સં ૧૯૯ ના ચૈત્ર સુદી ૩ થયો સ ઘ તરફથી સત્કાર સારો થયો નવપદજીની ઓળી નજીક આવી પહોચી શ્રાવકોને ઉપદેશ આપતાં ઓળી કરાવવાનો નિશ્ચય થયો આસપાસ ગામના શ્રાવક શ્રાવિકાઓએ ઓળીમા લાભ લીધો છત્રાસાથી લોલાધર કાળીદાસ આવી પહોચવાથી સારો રંગ જામ્યો પૂ૦ આ૦ માણેકસાગરસૂરિજી આદિ પણ ત્યા આવેલ હતા અઠ્ઠાઇ

મહોત્સવ ઘણો સુંદર થયો. ચૈત્રી પુનમના દેવ ઘણા સમારોહ સાથે ચતુર્વિધ સંઘ સહીત વાદવામાં આવ્યા. તમામ શુભ કાર્યોમાં જુનાગઢના સંઘે સારો લાભ લીધો હતો. જુનાગઢથી ઓળી બાદ વિહાર કરી અમરેલી થઈ ગિરિરાજમાં પ્રવેશ કીધો. સં. ૧૯૯૭નું ચાતુર્માસ પાલીતાણામાં થયું. અમદાવાદથી ડાહ્યાભાઈ સાકળચંદ તથા ધોરાજીના મણીલાલ ઝીણાભાઈ વિગેરે ગૃહસ્થો પણ ચાતુર્માસ કરવા આવી પહોંચ્યા. ચાતુર્માસમાં અસાડ વદી ૮ મે નવકાર મંત્રનો તપ કરાવ્યો. તેમાં બસો માણસો આશરે જોડાયું. હંમેશા સ્વામિવાત્સલ્ય થયા. હના તપ પુરો થયેથી આચાર્યશ્રીના ઉપદેશથી તપ કરનાર ગૃહસ્થો તરફથી અઠ્ઠાઈ મહોત્સવ શાન્તિસ્નાત્ર પાવાપુરી સમોવસરણની રચના વિગેરે શુભ કાર્યો, પ્રભુજીને પધરાવી, મોતી સુખીયાની ધર્મશાળામાં સુંદર થયાં ત્યારબાદ બીજા પણ તપો ઘણા થયા. પર્યુષણમાં તો ગિરિરાજ એટલે તપશ્ચર્યાનું તો કહેવું જ શું? ખુબ તપશ્ચર્યાઓ માસક્ષમણ–સોળ તથા અઠ્ઠાઈ વિગેરે થઈ આસો સુદી ૧૦મે અમદાવાદના શા ડહ્યાભાઈ સાકળચંદ તરફથી ઉપધાન થયાં. ઉપધાનમાં સારી સંખ્યા હતી. માળ પ્રસંગે દેવદ્રવ્યાદિકની ઉપજ, અઠ્ઠાઈ મહોત્સવ, શાન્તિસ્નાત્ર વિગેરે શુભ કાર્યોથી શાસનની પ્રભાવના સારી થઈ. પાલીતાણાથી વિહાર કરી સં. ૧૯૯૮ના પોસ માસમાં મહુવા બંદર દર્શન કરવા પધાર્યા. ત્યાંના સંઘને વર્ધમાન તપની ઓળીનું સ્વરૂપ સમજાવવામાં આવ્યું. સંઘને સારી અસર થઈ. તેજ વખતે રૂા ૭–૮ હજારનું લગભગ ફંડ થઈ ગયું. તિથિઓ નોંધાણી. વર્ધમાનતપ કરનારની સંખ્યા પણ સારી થઈ

-હજુ પણ સંસ્થા સારી રીતે ચાલી રહી છે મહુવાથી વિહાર કરી પાલીતાણા થઇ શિહોર આવ્યા ત્યાં મુનિશ્રી ભુવન-વિજયજી ગણિ પોસ સુદી ૧૧સે કાળધર્મ પામી ગયેલ હોવાથી તેમના શુભ નિમિત્તે અઠ્ઠાઇ મહોત્સવ, શાન્તિ સ્નાત્ર વિગેરે શુભ કાર્યો સારાં થયા ત્યાંથી વિહાર કરી બોટાદ થઇ લીંબડીમા ફાગણ સુદી ૩ની પ્રતિષ્ઠા હોવાથી સંઘ તરફથી આગ્રહભરી વિનંતિ હોવાથી લીંબડીમા પ્રવેશ કર્યો આ સમયમાં લીંબડીના શા કેશવલાલ ખુશાલદાસની દીક્ષાનો મહોત્સવ પણ શરૂ થયો. પ્રતિષ્ઠા ઘણા ઠાઠથી થઈ ફાગણ સુદી ત્રીજે શાન્તિનાથ મહારાજને ગાદીએ બેસાડયા તે સમયે અષ્ટોત્તરીસ્નાત્ર વિગેરે મહોત્સવથી શાસન ઉન્નતિ સારી થઇ સં ૧૯૯૮ના ફાગણ સુદી ૪થે દીક્ષાનો વરસીદાનનો વરઘોડો કેશવલાલનો ઘણો સુંદર નીકળ્યો. આજુબાજુના માણસો સારા આવ્યા હતા ફાગણ સુદી પંચમના દીવસે કેશવલાલને દીક્ષા આપી આચાર્ય-શ્રીના શિષ્ય કેશવલાલનુ નામ કુસુમવિજયજી રાખ્યુ તથા શિહોરના શ્રાવક મોહનલાલભાઈને દીક્ષા આપી આચાર્યશ્રીના શિષ્ય રત્નવિજયજીના શિષ્ય મુનિ માનવિજય તરીકે જાહેર કર્યા કેશવલાલ તરફથી સ્વામિવાત્સલ્ય, પૂજા, પ્રભાવના વિગેરે શુભ કાર્યો ઘણાં સારા થયા આ વખત ભાવનગર વડવાના એક ગૃહસ્થને ગિરિરાજનો સંઘ કાઢવાનો હોવાથી આચાર્યશ્રીને જવા વિચાર નહી હોવા છતા ઘણો આગ્રહ થવાથી જવું પડયુ ભાવનગર વડવામા સારા ઠાઠથી પ્રવેશ થયો. સંઘ ખૂબ ઠાઠથી 'છરી' પાળતો નીકળ્યો ઠામ ઠામ રસ્તામા સ્વામિવાત્સલ્ય જુદા જુદા ગૃહસ્થો તરફથી થયા.

સઘ પાલીતાણા પહોચ્યા બાદ સામૈયુ સુદર થયુ ત્યા આચાર્ય મહારાજે સઘપતિને માળ પહેરાવી પછી ચૈત્રીની ઓળી આવી ત્યા ઓળી વિધિવિધાનપૂર્વક સમાપ્ત કરી વૈશાખ સુદી ત્રીજે મોતીસુખીયાની ધર્મશાળામા નાણુ માંડવામાં આવી ત્યા મુનિ શુભવિજયજી તથા મુનિ કુસુમ વિજયજી તથા મુનિ માનવિજયજી તથા બાલ સાધ્વી સુનદાશ્રીને વડી દીક્ષા આપવામા આવી, તે પ્રસગે મહોત્સવ સારો થયો. ત્યાંથી વિહાર કરી બોટાદ, લીંબડી થઈ વીરમગામના સઘની ઘણી વિનતિ હોવાથી ચાતુર્માસ કરવા વીરમગામમાં પ્રવેશ કર્યો

સ ૧૯૯૮ની સાલનુ ચાતુર્માસ વીરમગામ થયુ વીરમગામના ચોમાસામા પણ જુદા જુદા તપો કરાવ્યા વર્ધમાનતપની સસ્થામાં રકમ ઘણીજ જુજ હોવાથી સઘને ઉપદેશ આપી સાત આઠ હજાર રૂપીયાનું ફડ કરાવ્યુ વર્ધમાન તપ કરનારની સખ્યા પણ વધી ચોમાસુ પુરૂ કરી જુદા જુદા સ્થળે વિહાર કરી ભોયણી, મેસાણા, પાનસર, સેરીસા, અમદાવાદ થઇ ત્યાંથી વીરમગામ થઈ ફા સુ ૮ ઉપર ઉપરીઆરા પધાર્યા ત્યા ત્રણ દિવસનો મેળો થયો. બજાણા થી દરબારનુ તથા દિવાનનું આગમન થયુ ઉપરીઆરામા ફાગણ સુ ૮ ના દીવસે વ્યાખ્યાનમા બજાણા દરબાર તથા દિવાન સાહેબ આવ્યા હતા ઉપરીઆરામા ધર્મશાળાની ખાસ જરૂર હોવાથી દરબારશ્રીને ઉપદેશ આપતા શ્રીમના આપે મોટી વિશાલ જગ્યા અર્પણ કરી આ જગ્યા

આચાર્ય મહારાજ વિજયધર્મસૂરિજીના ઉપદેશથી દરબારશ્રીએ અર્પણ કરી હતી પરતુ ઓરડીઓ વગેરે નહી થવાથી પાછો કબજો દરબારશ્રીએ લીધો. તે આ વખત વ્યાખ્યાન સાભળી અર્પણ કરી અને તાકીદથી ધર્મશાલા કરવા ભલામણ કરી આચાર્યશ્રીના ઉપદેશથી ઓરડીયો બધાવવા માટે રકમો ભરાવવા માડો છુટક ફડ પણ થવા માંડયુ, એક દર ફડ ઘણુ જ ઠીક થયુ શાહ સોમચદ નથુભાઇ આ કાર્યમા ખૂબ ભાગ લઈ રહ્યા છે બહારગામથી પણ કડીયા ચીમનલાલ કેશવલાલને સાથે લઇ કોલ્હાપુર વિગેરેથી મદદ લાવ્યા. આચાર્યશ્રીના ઉપદેશથી પણ જુદા જુદા ગામોમાં ઉપદેશ કરી રૂા વીસ હજાર આશરે મદદ મલી ચૂકી છે વહીવટ વીરમગામમા ઉપરીઆરાની કમીટી તથા સોમચદ નથુભાઇ કરી રહ્યા છે ઉપરીઆરાથી વિહાર કરી શખેશ્વર થઇ સમી પધાર્યા સમીમા સાધ્વીજી જીતેન્દ્રશ્રી જે આચાર્યશ્રીના શિષ્ય મુનિરાજ પ્રભાવવિજયજીની સસારી ભત્રીજી થાય છે તેમની તથા ચદ્રકાન્તાશ્રી જે મુનિરાજ વિનયવિજયજીની સસારી પુત્રી બનેની પ્રથમ દીક્ષાઓ થયેલી તેમની વડી દીક્ષા થઇ વડી દીક્ષા સમયે જીતેન્દ્રશ્રીજીના સસારી પિતા દેસર સાણુએ આવી પ્રભાવના પૂજા વિગેરેમાં સારો લાભ લીધો હતો સમીથી વિહાર કરી રાધનપુર ગયા ત્યાંથી વિહાર કરી સમીના સઘના આગ્રહથી સ ૧૯૯૯નુ ચાતુર્માસ સમી થયુ સમીમા ચાતુર્માસમા તપસ્યાઓ વિગેરે શુભ કાર્યો ઘણાં થયા પ સુમતિવિજયજી વિગેરે ઠા. ૮ ને રાધનપુરના સઘની વિનતિ ઘણી થવાથી રાધનપુર જૈન શાળાએ ચોમાસું રાખ્યા રાધનપુરમાં પ૦ સુમતિ વિ ના

વ્યાખ્યાનથી આખા સઘમા સારો આનદ ફેલાયો પરતુ તેજ ચોમાસામાં કાળની ગતિ વિષમ હોવાથી પ૦ સુમતિ વિજયજી થોડા દીવસની માદગી ભોગવી શ્રાવણ વદ ૧૨ અઠ્ઠાઈધરના દીવસે કાળ ધર્મ પામ્યા રાધનપુરના સઘે એકલા સુખડથી અગ્નિ સસ્કાર કર્યો સમી સમાચાર આવ્યા દેવવદન કર્યું તેજ અરસામા ભાદરવા સુદી ૧ તપસ્વી મુનિ લલિતવિજયજી જેઓએ પોતાની જીદગીમા ૧૨–૧૩ માસક્ષમણ કરેલાં, ૧ પીસ્તાલીસ કરેલ બીજી પણ ઘણી તપશ્ચર્યા કરેલ તેમણે પણ ભાદરવા સુદ ૧મે કાળ કર્યો તેમની શુભ ક્રિયા સમીના સઘે સારી કરી આચાર્યશ્રીના ઉપદેશથી અઠ્ઠાઈ મહોત્સવ અષ્ટોતરીસ્નાત્ર વિગેરે શુભ કાર્યો આ બને મુનિઓના શુભ નિમિત્તે ઘણાંજ સુદર થયા સમી ચાતુર્માસ પુરૂ કરી ચાણુસ્મા લણવા થઈ કથરાવી પધાર્યા, ત્યા ઘણા વરસનો કુસપ હતો તે આચાર્યશ્રીના ઉપદેશથી દૂર થયો, ધાર્મિક કાર્યો જે અટકી પડયા હતા તે શરૂ થયા ત્યાથી વિહાર કરી ઊઝા વિગેરે થઈ મહેસાણા આવ્યા મહેસાણામાં ઓળી કરી ચૈત્રી પુનમના દેવવદાવ્યા મહેસાણાના સઘના આગ્રહથી સ ૨૦૦૦ નું ચાતુર્માસ મહેસાણા થયું મહેસાણામા ઉપધાન તપ અટ્ટાનિકા મહોત્સવ શાતિસ્નાત્ર વિગેરે શુભ કાર્યો ઘણા સુદર થયા ત્યાં થરાવાલા શા છોટાલાલ સપ્રીતચદને ઉજમણું કરવાનું હોવાથી આચાર્યશ્રીને આગ્રહપૂર્વક વિનતિ કરી જેથી થગ તરફ પ્રયાણ કર્યું થરાના ઉજમણામા ખૂબ ઠાઠ જામ્યો પાટણથી સારા સારા ગવૈયા બોલાવવામા આવ્યા હના વરઘોડો શાનિ-સ્નાત્ર સ્વામિભક્તિ વિગેરેથી શાસનની શોભા સારી થઈ હસી,

ત્યાંના સંઘે તે વખતે ચાતુર્માસની વિનંતિ પણ કરી હતી પરંતુ સમય ઘણો બાકી હોવાથી ક્ષેત્ર ફરસના કહી વિહાર કર્યો, ત્યાંથી સમી આવ્યા સમીમાં બહેન ચંચલ રાધનપુરના રહીશ તેમને પ્રભુજીને પધરાવવાના હોવાથી રાધનપુરના ક્રિયા કરાવનાર ગૃહસ્થની હાજરી વચ્ચે પ્રતિષ્ઠા કરાવી ત્યાંથી વિહાર કરી શંખેશ્વર વિગેરે સ્થળે યાત્રા કરી લોયણી થઇ જોગણાની ઓળી પ્રસંગે પધાર્યા

જોટાણામા આચાર્યશ્રીના ઉપદેશથી શાહ મણીલાલ ભીખાભાઈને ઓળી કરાવવાની ભાવના જાગ્રત થઇ, સિદ્ધચક્ર સમાજના કાર્ય કરનાર ગૃહસ્થોએ કાર્ય વધાવી લીધું મણીલાલ ભીખાભાઇએ આ ઓળીમાં ખુબ સારી રકમ પ્રાય પંદર વીસ હજાર રૂા જેટલી ખરચી સુંદર યશ મેળવ્યો. સિદ્ધચક્ર સમાજવાલા તરફથી પણ ઘણી સારી રકમ ખરચાણી, આ ઓળીમાં ગામ બહાર મોટો વિશાલ મંડપ બંધવામા આવ્યો દેશોદેશ આમંત્રણ મોકલ્યાં માનવસમુહ એટલો બધો એકત્ર થયો કે ઉતરવાની જગ્યા ન રહી ઓળી કરનારની સંખ્યા પણ ૮૦૦ ઉપર તથા છુટા બીજા આયંબીલ કરનાર તથા રસોડુ વિગેરેથી તથા મેરૂ પર્વતની રચના, પાવાપુરીની રચના વિગેરે શુભ કાર્યોથી શાસન પ્રભાવના ખૂબ સારી થઇ હતી આ ઓળી પ્રસંગે આચાર્ય શ્રી કુમુદસૂરિજીને પણ વિનંતી કરવાથી તેઓ પધાર્યા હતા બને આચાર્યના વ્યાખ્યાન હંમેશાં થતાં હતા આ વખતે પણ આચાર્યશ્રીના ઉપદેશથી ઉપરીઆરા તીર્થની ધર્મશાળા માટે ઘણી મોટી રકમની

મદદ મળી હતી જોટાણાથી વિહાર કરી મેસાણા પધાર્યા ત્યાં વરસીતપના પારણાં હોવાથી સંઘની વિનંતિથી વૈશાખ સુદી ૩ સુધી સ્થિરતા કરી ત્યાં થરાના ગૃહસ્થોની ઉપરા-ઉપર ચાતુર્માસની વિનંતિ આવવાથી અને થરામા ઘણા લાભનું કારણ જણાયાથી થરા તરફ વીહાર કર્યો ચાણસ્મા વિગેરે સ્થળે થઇ થરામા પધાર્યા

## સં ૨૦૦૧નુ ચાતુર્માસ થરામા

ત્યાં થયેલ શાસન ઉન્નતિનાં શુભ કાર્યો થરામા જેઠ સુદી ૧૦ના દીવસે મંગલ પ્રવેશ થયો સંઘનો ઉત્સાહ ખૂબ હતો. ઠામ ઠામ ગુંહલીઓ થઈ હતી

૧ થરામાં કોઇવાર ભગવતી સૂત્રનું વાચન નહિ થયેલ હોવાથી સંઘની ભાવના ભગવતી સૂત્ર શ્રવણ કરવાની થવાથી એક ગૃહસ્થ' તરફથી ભગવતી સૂત્ર વાચન શરૂ થયું સાચા મોતીનો માથીઓ પુરવામા આવ્યો તપસ્યા વિગેરે પણ શરૂ થઇ વ્યાખ્યાનમાં સભા ખુબ ભરાવા માંડી

૨ આચાર્યશ્રીનો બોધ લાગતા થરાના દરબારે દર પર્યુષણમા ૮ દીવસ તથા મોહરમના (તાજીયાના) દીવસ તથા ગોકળઆઠમ વિગેરેના દીવસોમા કાયમના માટે પોતાના ૨૪ ગામમા કોઇ જીવહિંસા કરે નહિ તે બાબતમા જાહેરનામા બહાર પાડી દીધા આ કાર્ય ખુબ સુંદર બન્યુ

માં ઉપદેશ દ્વારા મદદ કરાવી ત્યાંથી વીરમગામ વિગેરે થઈ લોયણી ચૈત્રી ઓળીની સુંદર આરાધના કરાવી. પાનસર થઈ સેરીસાની પ્રતિષ્ઠામાં પધાર્યા. ત્યાં શાસન સમ્રાટ પૂ૦ આચાર્યશ્રી વિજયનેમિસૂરિ મહારાજ, પૂ૦ ઉદય સૂરિ મહારાજ વિગેરે પ્રતિષ્ઠા કરાવવા આવેલ, ત્યાં આઠ દીવસ સ્થિરતા કરી ત્યાં શેઠ મુલચંદ ગુલાબીદાસ આદિ સંઘની ખંભાત ચોમાસા માટે આગ્રહ વિનંતિ થતાં પૂ૦ ચરિત્ર નાયકે ચોમાસાની હા પાડી ત્યાંથી વિહાર કરી અમદાવાદ પધાર્યા અમદાવાદમાં ગેડીયાના રહીશ શાહ ગાંડાલાલ દેવસીનો દીક્ષા મહોત્સવ શરૂ થયો વૈશાખ વદી ૬ દે ઘણા ઠાઠથી હઠીભાઈની વાડીએ દીક્ષા આપી તેમનું નામ ગુણવિજયજી રાખી મુનિ વિનયવિજયજીના શિષ્ય કર્યા ગુણવિજયજીના સંસારી પુત્ર વિગેરેએ દીક્ષામાં લાભ ઘણો સારો લીધો

ખંભાતમાં સં ૨૦૦૨ના જેઠ વદી ૬ દે ઘણા ઠાઠથી પ્રવેશ થયો અસાડ સુ ૧૧ મુનિ ગુણવિજયજીની વડી દીક્ષા થઈ તથા શહેર જાત્રા કરવામાં આવી જુદા જુદા મહોલ્લામાં મંડપ બાંધી વ્યાખ્યાનો વંચાવ્યા પ્રભાવના, પૂજા વિગેરેથી તમામ સંઘે સારો લાભ લઈ શાસનોન્નતિ ઘણી સુંદર કરી શેઠ રમણભાઈએ પણ પોતાના ઘર આગળ વિશાલ જગ્યામાં વ્યાખ્યાન વંચાવી શાસનની શોભામાં સારો લાભ લીધો હતો વળી શેઠ મુલચંદભાઈએ રૂા. એક હજાર શેઠ રમણભાઈએ પણ એક હજાર ઉપરી આરાની ધર્મશાળા માટે અર્પણ કરી ખૂબ સારો લાભ ઉઠાવ્યો ખંભાતમાં બીજા પણ તપ સારા થયા શેઠ

મુલચદભાઈ વિગેરે સઘે સુદર કાર્યો કરી ઘણો સારો લાભ ઉઠાવ્યો. ખભાતથી સ ૨૦૦૩ ના કારતક વદ ૫ મે વિહાર કરી માતરની જાત્રા કરી ત્યાં પણ શેઠ મુલચદભાઇ આદિ ડેપ્યુટેશન ૨૦-૨૫ માણસ મોટર લઈ આવ્યુ માતરમા સ્વામિ વાત્સલ્ય પૂજા વિગેરે કાર્યો થયાં ત્યાથી વિહાર કરી આચાર્ય મહારાજ સાલડીના સોમચદભાઇને દીક્ષા લેવાની હોવાથી તેમના સબધિયો ખભાત ઘણા આગ્રહથી વિનતિ કરી ગયેલ હોવાથી પાનસર થઈ માગસર સુદી ૧૪ સે સાલડી પ્રવેશ કર્યો. ત્યા અઠ્ઠાઈ મહોત્સવ શાતિસ્નાત્ર, સ્વામી ભક્તિ વીગેરે શુભ કાર્યો તેમના પિતા નથુભાઇએ ઘણા ઉત્સાહથી કર્યા માગસર વદી ૬ દે દીક્ષા આપી નામ મુનિ સુજસવિજય રાખી મુનિશ્રી કનકવિજયજીના શિષ્ય તરીકે જાહેર કર્યા સાલડીના સઘે માગસર વદ ૬ ની કાયમી પાખી પાળવાનો ઠરાવ કર્યો દીક્ષા આપ્યા બાદ શા ચદુલાલ હેમચદ તરફથી ડાભલાનો સઘ નીકળ્યો. સઘમાં માણસો ઘણા હતા ડાભલાની યાત્રા કરી મેમાણા થઇ લોયણી પધાર્યા ત્યા મુનિ સુજશવિજયજીની માહ સુદી ૭ મે વડી દીક્ષા ઘણા ઠાઠથી થઈ તેમના કુટુબીજનો પણ વડી દીક્ષા પ્રસગે હાજર થયા હતા લોયણીથી વિહાર કરી છનીયારની પ્રતિષ્ઠામા મુનિરાજ શ્રી જયતવિજયજી પધારેલા, ત્યાં

સઘના આગ્રહથી છનીયાર પધાર્યા છનીયારની પ્રતિષ્ઠા કરાવી ત્યાથી બીઠલાપર શખેશ્વર થઈ સમી આવ્યા સમીના ધાર્મિક કાર્યો કેટલાક ઉપદેશ દ્વારા કરાવી શખેશ્વર થઈ ઉપરીઆરામા ફાગણ સુદી ૧૩નો પ્રવેશ કર્યો તે દીવસે અમદાવાદ, વીરમગામ માડલ સખશ્પુર બજાણા વિગેરે ગામોથી માણસો ઘણા આવી પોન્યુ પૂજાઓ પ્રભાવનાઓ તથા વ્યાખ્યાનો સારી રીતે થયાં

ત્યા મુનિ શ્રી ગુણવિજયજી સસારીપણાના ગેડીયાના રહીશ હોવાથી ગેડીયાના સઘ તરફથી તથા ગેડીયાના પાટીદારો તથા મુસલમાન મલેકો તરફથી માણસો આવ્યા. ગેડીયામાં પધારવા ઘણો સખ્ત આગ્રહ થયો, જેથી ગેડીયામાં સ ૨૦૦૩ના ફાગણ વદી ૫ પ્રવેશ કર્યો નાનુ ગામ છતાં દરેક જૈનેતરે તેમજ દરેક મુસલમાન મલેકોએ વિગેરે સમસ્ત પ્રજાઓએ ઘણા ઠાઠથી સામૈયુ કર્યું ઘણા ઠેકાણે ગુહલીયો થઇ, જનતાની આગ્રહભરી વિનતિ થવાથી બે જાહેર વ્યાખ્યાન થયા વ્યાખ્યાનની અસર ઘણી જ સુદરને સારી થવાથી સમસ્ત પ્રજાએ પર્યુષણના આઠ દીવસોમા તથા મુનિ ગુણવિજયજીની દીક્ષા તીથી વૈશાખ વદી ૬ કુલ નવ દીવસોમા કોઈપણ જીવહિંસા કરે નહી વેપારી કારીગરો, તથા એડુનો પોતાનું કાર્ય કરે નહી તેવી કાયમી પાખી પાડવાનો દસ્તાવેજ સઘના ચોપડામાં કરી આપ્યો

અને તે સબધીનાં જાહેરનામા બહાર પડાવ્યા ગામના આગેવાનોએ સહીઓ કરી આપી ત્યા પણ પૂજા પ્રભાવના થઇ ગેડીયાથી વિહાર કરી બે ગાઉ બજાણા તાબે રામગરી ગામ ફાગણ વદી ૬ દે આવ્યા ત્યા પણ જાહેર વ્યાખ્યાનથી દરેક કોમ જૈનેતર હોવા છતા ગેડીયાની માફક સમસ્ત પ્રજાએ જીવહિંસા નહી કરવી તેમજ મુનિ ગુણવિજયની દીક્ષા તીથી વૈશાખ વદી ૬ની પાખી પાળવાનો તથા ભાદરવા સુદી ૫ની કાયમની પાખી પાળવાનો દસ્તાવેજ કરી આપ્યો આ કાર્યમાં મુનિ ગુણવિજયજીએ પણ સારો પરિશ્રમ કર્યો છે આવી કોમોમા જીવ હિંસા બધ થાય તે ઘણું ખુશી થવા જેવું કાર્ય થયુ છે સાલડીમાં બાબુભાઇને દીક્ષા લેવાની હોવાથી તેમના પિતાશ્રી મણીલાલ ભાઇ વિગેરે સમીમા વિનતી કરવા આવ્યા હતા તે વખત સમીમા મુહૂર્ત જોવરાવતા દીક્ષાનુ મુહૂર્ત વઇશાખ સુદી ૧૦નું આવ્યુ હતું ત્યાંથી વિહાર કરી લોયણી ઓળી કરાવવામાં રોકાયા લોયણીમાં ઓળી કરનારની સારી સખ્યા થઈ હતી શા જેસિંગભાઇ ઉગરચદ અમદાવાદવાળા તથા મણીલાલ બાપુલાલ ઘેલડાવાલા તથા દેકાવાડાના સઘે ઓળી કરનારાની સારી ભક્તિ કરી હતી લોયણીથી વિહાર કરી વઇશાખ સુદ ૧મે સાલડીમા પ્રવેશ કર્યો બાબુભાઈ ઊર્ફે રમણીકલાલનો દીક્ષા મહોત્સવ તેમના પિતા મણીલાલભાઈએ ઘણો સુદર

કર્યો, અઠ્ઠાઇ મહોત્સવ સ્વામીભાઇની ભક્તિ વિગેરે શુભ કાર્યો સારા કર્યા વઇશાખ સુદી ૯નો વરઘોડા ખુબ ઠાઠથી ચડાવ્યો વઈશાખ સુદી ૧૦મે દીક્ષા આપી તેમનુ નામ મુનિ રૂચકવિજયજી રાખી મુનિ શ્રી કનકવિજયજીના શિષ્ય તરીકે જાહેર કર્યા આ સમયે આચાર્ય મહારાજશ્રીની તબીયત નરમ થવાથી થોડા દીવસ સાલડીમા રોકાવાનું થયુ જેથી માંડલીયા યોગ કરાવી મુનિ રૂચકવિજયજીને-વડી દીક્ષા પણ જેઠ સુદી રજે આપી જેઠ સુદી ૩ જે વિહાર કરી પાનસર થઈ અમદાવાદ પધાર્યા ત્યા કપડવણજવાળા સંઘની સાગ્રહ વિનંતિ થવાથી સં ૨૦૦૩નુ ચાતુર્માસ કપડવંજ થયુ

કપડવંજમા ચાતુર્માસમા નવકાર મંત્રનો તપ, કર્મસુદનનો તપ, અક્ષયનિધિતપ, વર્ધમાનતપ, તથા નવપદની ઓળી વિગેરે તપો ઘણા શ્રાવક શ્રાવિકાઓએ કર્યા આસો વદી ૭મે નાણમંડાવના તેમા બ્રહ્મચર્ય વ્રત વીગેરે વ્રતો ઉચરાવ્યા અષાડ સુદી ૧૪થી કારતક સુદી ૧૪ સુધી ૨૩ પુરૂષોનો પૌષધ કરનારની મંડળી થઇ, તેઓને તથા બીજા સંઘવાળાઓને શા મંગળદાસ સાયચંદ તરફથી સિદ્ધાચલજીનો સંઘ કાઢી પાલીતાણા લઇ જવામા આવ્યા અને સં ૨૦૦૪ના કારતક વદી ૧૪થી સં ૨૦૦૫ના કારતક સુદી ૧૪ સુધી બંને ચોમાસાના પૌષધના અભિગ્રહ ૨૩ ગૃહસ્થોએ લીધા ઇત્યાદિક શુભ કાર્યો કરાવી કારતક વદી ૧૦મે વિહાર

કરી પાંચ મુનિઓમાં કોઈને અઠ્ઠમના પારણે, છઠ્ઠના પારણે, તથા ઉપવાસના પારણે, વરસીતપ હોવાથી તેમજ ગીરીરાજની જાત્રાની ભાવના ઉત્કંઠ થવાથી ૧૩ મુનિઓ સહીત ગીરીરાજ તરફ વીહાર કરતા અમદાવાદ શાહપુર સંઘની વિનતિને માન આપી હાલ અમદાવાદ પધાર્યા છે

સં ૨૦૦૪ પોષ
સિત પૂર્ણિમા
અમદાવાદ. શાહપુર

લી ભવદીય ચરણરેણુ
મુનિ કનકવિજય

## વિષયાનુક્રમ

## પુસ્તક વાચનાર ધર્મપ્રેમીને ધ્યાનમા રાખવા લાયક અગત્યની સૂચના

૧ પુસ્તકને થૂક લગાડવું નહીં
૨ પુસ્તકને અશુદ્ધ વાચવું નહીં
૩ પુસ્તકને પગ લગાડવો નહીં
૪ પુસ્તકને પટકવું નહીં
૫ પુસ્તકને પાસે રાખી વાછૂટ કરવી નહીં.
૬ પુસ્તકને પાસે રાખી ભોજન કરવું નહીં
૭ પુસ્તકને પાસે રાખી પેશાબ કરવો નહીં
૮ પુસ્તકને પાસે રાખી ઝાડો કરવો નહીં
૯ પુસ્તકનો અક્ષર થૂકથી ભુસવો નહીં
૧૦ પુસ્તક ઉપર બેસવું કે સૂવું નહીં.
૧૧ પુસ્તકનો અગ્નિથી નાશ કરવો નહીં
૧૨ પુસ્તકનો પાણીથી નાશ કરવો નહીં
૧૩ પુસ્તકનો ફાડીને કે બીજા કોઈ પણ પ્રકારે નાશ કરવો નહીં



नमोऽर्हद्भ्य ॥

# ॥अथ सार्थं भववैराग्यशतकम्॥

संसारम्मि असारे, नत्थि सुह वाहि-वेअणापउरे ।
जाणतो इह जीवो, न कुणइ जिणदेसिअं धम्म॥१॥

म छाया–ससारेऽसारे नास्ति सुख व्याधि-वेदनाप्रचुरे ।
जानन्निह जीवो न करोति जिनदेशित धर्मम् ॥१॥

(ગુજગતી ભાપાતર) અનેક પ્રકારની વ્યાધિઓ અને વેદનાઓથી ભરપૂર એવા આ અસાર મ સારમા આ જીવને કોઇપણ ગતિમા ક્ષણ માત્ર પણસુખ નથી આવી રીતે આત્મા સ સારને અસાર જાણેછે છતા પણ ભારેકર્મી હોવાથી વીતરાગ ભગવ તે ઉપદેશેલો દયામૂલ ધર્મ કરતો નથી, અને સ સારનો લોલુપી–લાલચુ થઇ ધર્મરત્નને ગુમાવે છે ૧

अज्ज कल्ले पर परारिं, पुरिसा चिंतन्ति अत्थसपत्तिं ।
अजलिगय व तोय, गलतमाउ न पिच्छन्ति ॥२॥

म छाया-अद्य कल्ये परस्मिन् परतरस्मिन् पुरुषाश्चिन्तयन्त्यर्थ सम्पत्तिम् । अञ्जलिगतमिव तोयं गलदायुर्न पश्यन्ति ॥२॥

(ગુ ભા ) પુરુષો ચિંતવે છે કે-"ધનની પ્રાપ્તિ આજે થશે, કાલે થશે, પોર મળશે, પરાર મળશે, પૈસા એકઠા કરી સુખી થઇશુ, પૈસા મેળવી ધર્મ કરીશુ", આવી રીતે વિચારમા ને વિચારમા સમય ગુમાવે છે, પરન્તુ તે પુરુષો "હથેળીમા ઝરી રહેલુ પાણી જાય તેમ આયુષ્ય જાય છે" તેને જોતા નથી ૨

ज कल्ले कायव्व त अज्ज चिय करेह तुरमाणा ।
वहुविग्घो हु मुहुत्तो, मा अवरण्ह पडिक्खेह ॥३॥

स छाया-यत् कल्ये कर्तव्य, तदद्यैव कुरुध्व त्वरमाणा ।
बहुविघ्न एव मुहूर्तो, माऽपराह्ण प्रतीक्षध्वम् ॥३॥

(ગુ ભા ) મનુષ્યો ચિંતવે છે કે-કાલે ધર્મકાર્ય કરીશુ, પરતુ કાલ કોણે દીઠી છે?, કાલે શુ થશે તેની કોને ખબર છે ? માટે હે ભવ્યો! જે ધર્મકાર્ય કાલે કરવાનુ હોય તેને વિલબરહિત આજે જ કરજો-જરા પણ ઢીલ કરશો નહી કાલચક્ર કાયાને ચરે છે, ધર્મ કાર્ય કરવામા ખરેખર એક મુહૂર્ત માત્ર કાળ પણ ઘણા વિઘ્નોવાળો હોય છે માટે પાછલા પહોરે કરવાનુ હોય તેને પ્રથમ પહોરમા જ કરી લ્યો, કારણકે ે ામાહે આયુષ્ય પૂરૂ થશે તો તે વખતે શુ કરશો? ૩

हो ! ससारसहाव–चरिय नेहाणुरागरत्ता वि ।
जे पुव्वण्हे दिट्ठा, ते अवरण्हे न दीसन्ति ॥४॥

स छाया–ही ! संसारस्वभावचरित स्नेहानुरागरक्ता अपि ।
ये पूर्वाह्णे दृष्टास्तेऽपराह्णे न दृश्यन्ते ॥४॥

(ગુ ભા) સંસારના સ્વભાવનું અતિકારમું ચરિત્ર દેખી ખરેખર ખેદ થાય છે–દિલગીરી ઉપજે છે કારણકે સ્નેહના અનુરાગે આસક્ત અને પ્રીતિથી પરિપૂર્ણ એવા માતાપિતા, બાંધવ, સ્ત્રી વિગેરે સબંધી-ઓ કે જેઓને પહેલે પહોરે સુખશાન્તિમાં દેખ્યા હતા તેઓ પાછલે પહોરે દેખાતા નથી !, મ સારનો આવો ભયંકર સ્વભાવ દેખીને પણ મુગ્ધ જીવો તેમાં જ આસક્તિ રાખે છે તે આશ્ચર્ય છે ! ૪

मा सुयह जग्गियव्वे, पलाइयव्वम्मि किस निसमेह?
तिन्नि जणा अणुलग्गा, रोगो अ जरा अ मच्चु अ॥५॥

स छाया–मा स्वपित जागरितव्ये पलायितव्ये कस्माद्
विश्राम्यत? । त्रयो जना अनुलग्ना रोगश्च जरा च मृत्युश्च ॥५॥

(ગુ ભા) હે જીવો ! જાગવાને ઠેકાણે સુઇ ન રહો–ધર્મકૃત્યમાં પ્રમાદ ન કરો, કારણકે કાળરૂપી પારધિ તમારી પછાડે પડ્યો છે જે અણચિન્તવ્યો તમારો વિનાશ કરી દુર્લભ મનુષ્યભવ નિષ્ફલ કરી નાખશે

વળી, જ્યાથી પલાયન કરી જવુ જોઇએ ત્યા વિસામો ખાવા કેમ બેઠા છો ?, કારણકે–રોગ જરા અને મૃત્યુ એ ત્રણ ચોરો તમારી પછવાડે પડયા છે માટે ધર્મ-કૃત્યમા જરાપણ પ્રમાદ ન કરો. અને સ સારમાથી જલ્દી પલાયન કરી જાઓ કે જેથી જન્મ, જરા મૃત્યુ, રોગ અને શોક દિનો ભય સદાને માટે વિનાશ પામે ५

दिवस-निसाघडिमाल, आउसलिल जिआण घेत्तूण।
चदाइच्चवइल्ला, कालऽरहट्ट भमाडन्ति ॥६॥

स. छाया-दिवस-निशाघटीमालया आयु सलिल जीवाना गृहीत्वा। चन्द्राऽऽदित्यवलीवर्दौ कालाऽरहट्ट भ्रमयत ॥६॥

(શુ ભા ) આ સ સારરૂપી કૂવો છે, સૂર્ય અને ચન્દ્રરૂપી ગતો અને ધાળો એના બે બળવાન બળદ છે તે સૂર્ય અને ચન્દ્રરૂપી બળદો, દિવસ અને રાત્રિ રૂપી ઘડાઓની પ ક્તિ વડે જીવોના આયુષ્યરૂપી પાણીને ગ્રહણ કરી કાળરૂપી રે ટને ફેરવે છે–આયુષ્યરૂપી પાણી રાત્રિદિવસ ખૂટે છે, તેમ નજરે જોવા છતા હે ભવ્ય પ્રાણીઓ ! તમને સ સારથી ઉદાસભાવ કેમ થતો નથી ? ६

सा नत्थि कला त नत्थि,ओसह त नत्थि किंपि विन्नाण।
जेण धरिज्जइ काया, खज्जन्ती कालसप्पेण ॥७॥

स छाया—सा नास्ति कला तन्नास्त्यौषध तन्नास्ति किमपि विज्ञानम् । येन धार्यते काय खाद्यमान कालसर्पेण ॥७॥

(ગુ ભા ) હે ભવ્યજીવો! કાળરૂપી સર્પે ખાવા માંડેલી દેહનુ જેણે કરી રક્ષણ કરીએ એવી કોઇ મ્હોટેર કળામાની કળા દેખાતી નથી, એવુ કોઈ ઓસડ દષ્ટિગોચર થતુ નથી, તેમ એવુ કોઈ વિજ્ઞાન હસ્તી ધરાવતુ નથી—બીજા સર્વ જાતિના વિષ ઉતરે પણ ડસેલા કાળરૂપી સર્પનુ વિષ ઉતરે નહી મહાસમર્થ પુરુષોના વજ્ર જેવા શરીરને પણ કાળરૂપ સર્પ ગળી ગયો છે, તો પછી આપણા જેવાની કાચી કાયાનો શો ભરોસો? માટ વિલમ્બ રહિત ધર્મકૃત્ય કરી લ્યો ૭

दीहरफणिंदनाले, महियरकेसर दिसामहदलिल्ले ।
ओ ! पीयइ कालभमरो, जणमयरद पुहविपउमे॥८॥

स छाया—दीर्घफणीन्द्रनाले महीधरकेसरे दिशामहादले ।
ओ! (पश्चात्ताप ) पिबति कालभ्रमरो जनमकरन्द पृथ्वीपद्मे॥८॥

(ગુ. ભા ) વળી ખેદની વાત છે કે—જેનુ શેષનાગરૂપ મોટુ નાળચુ છે, જેના પર્વતોરૂપી કેસરા છે, જેના દશ દિશારૂપ વિશાળ પર્ણો છે એવા આ પૃથ્વીરૂપ કમળમા, કાળરૂપ ભ્રમર, મનુષ્યરૂપ—સમગ્ર લોકરૂપ રસને પીવે છે! ભમરો કમળમાથી એવીરીતે

રસ લે છે કે જેથી કમળને જરાપણ ઈજા થાય નહી, વળી તે મધુરસ્વરે બોલીને પોતાના ખપ જેટલોજ થોડો થોડો રસ લે છે પરન્તુ અહી કાળરૂપ અસતોષી ભમરો તો પૃથ્વીરૂપ કમળમાથી સમગ્રલોકરૂપ રસને અનેક પ્રકારની વ્યાધિઓ અને વેદનાઓરૂપ ક્રુરપણુ વાપરી ચૂસી લે છે, એટલે કે—ક્રૂર કાળ કોઈપણ પ્રાણીનુ ભક્ષણ કર્યા વિના રહેતો નથી

લોકોમા એવુ કહેવાય છે કે—આ સમગ્ર પૃથ્વીને શેષનાગે પોતાના મસ્તક ઉપર ઉપાડી રાખી છે આવી લોકોક્તિથી અહી પૃથ્વીરૂપ કમળનુ શેષનાગરૂપ નાળવુ કહ્યુ વળી જેમ કમળમા કેસરા હોય છે તેમ અહી પૃથ્વીરૂપ કમળને પર્વતોરૂપ કેસરા કહ્યા, અને દસ દિશાઓ મોટા મોટા પાદડાઓને ઠેકાણે સમજવી આવા પૃથ્વીરૂપ મોટા કમળમાથી લોકરૂપ રસને નિરન્તર પીતા પણ કાળરૂપ ભમરો હજુ સુધી તૃપ્ત થતો નથી, અને તૃપ્ત થશે પણ નહી ! માટે હે ભવ્ય પ્રાણીઓ ! કાળરૂપ અસતોષી ભમરાના આસ્વાદનમા ન આવાય એવા આત્મસ્વરૂપ પામવાના સાધન માટે પ્રમાદ ત્યાગી ઉદ્યમ કરો ૮

छायामिसेण कालो, सयलजिआण छलं गवेसतो ।
पास कह वि न मुचइ, ता धम्मे उज्जम कुणह ॥९॥

छायामिषेण कालः सकलजीवाना छल गवेषतो ।
पार्श्वं कथमपि न मुञ्चति तस्माद् धर्मे उद्यमं कुरुध्वम् ॥९॥

(ગુ ભા) જે શરીરની છાયા દેખાય છે, અને નિરન્તર શરીરની સાથે જ ફરે છે, તે છાયા નથી પણ એ તો છાયાને બહાને કાળ ફરે છે શત્રુ જેમ નિરન્તર છળ-ભેદને તાકતો ફરે છે, અને ઝપાટામા આવતા પોતાનુ કુકૃત્ય પૂરૂ કરે છે, તેમ છાયાને બહાને રાત્રિ-દિવસ છળ-ભેદને તાકતો ક્રૂર કાળ પ્રાણીની કયારેય પણ કેડ મૂકતો નથી 'પ્રાણી કયારે સ્ખલના પામે કે એને હુ પકડી લઉ' આવી દુષ્ટ વાછાયે તે રાત્રી-દિવસ છાયાને બહાને પાછળ પડેલો છે, તે ઓચિંતો જરૂર પકડી લેશે અને તે વખતે તમને પશ્ચાતાપ થશે કે-'અરેરે ! આપણે કાંઈ ધર્મ-સાધન કરી શકયા નહી'' માટે કાળના સપાટામા આવ્યા નથી ત્યાસુધીમા જિનપ્રરૂપિત ધર્મને વિષે પ્રયત્ન કરી લ્યો ૯

कालम्मि अणाइए, जीवाण विविहकम्मवसगाण ।
त नत्थि सविहाण, ससारे ज न सभवइ ॥१०॥

कालेऽनादिके जीवाना विविधकर्मवशगानाम् ।
तन्नास्ति सविधान ससारे यन्न सभवति ॥१०॥

(ગુ ભા. ) કાલને વિષે ક્રોધ, માન,

અને લોભને યોગે વિવિધ પ્રકારના કર્મને વશ થયેલા જીવોને આ સસારમા એવો કોઈ સબન્ધ નથી કે જે ન સભવે, અર્થાત્ સમગ્ર સબન્ધે આ જીવો સસારમા ભટકયા છે, પણ જો જિનવરનો ધર્મ સ્વીકારી રૂડી રીતે પાળે તો સસારરૂપ ચક્રમા ન ભમે १०

**बधवा सुहिणो सव्वे, पिअ-माया पुत्त-भारिया ।**
**पेअवणाओ निअत्तन्ति, दाऊण सलिलजलिं ॥११॥**

स छाया—बान्धवा सुहृद' सर्वे माता-पितरौ पुत्र-भार्या ।
प्रेतवनाद् निवर्तन्ते दत्त्वा सलिलाञ्जलिम् ॥११॥

(ગુ ભા ) હે જીવ ! બાવવ મિત્રો મા બાપ, સ્ત્રી અને પુત્ર એ કોઇ તારા સગા નથી, પણ દેહના સગા છે કારણ કે-મૃત્યુ થયા પછી દેહને બાળી પાણીની અજલી આપી શ્મશાનથી પોતપોતાના સ્વાર્થને સભારતા પોતપોતાને ઘેર પાછા જાય છે, પણ તેમાનુ કોઈ વહાલુ સગુ તારી સાથે આવતુ નથી માટે તેઓની ખોટી મૂર્છા ત્યાગી તારી સગાથે આવનારા ધર્મના આદર કે જેથી તારો જલ્દી નિસ્તાર થાય ११

**विहडन्ति सुआ विहडन्ति, बधवा विहडन्ति**
**सुसचिआ अत्था । इक्को कह वि न विहडइ,**

धम्मो रे जीव ! जिणभणिओ ॥१२॥

छाया-विघटन्ते सुता विघटन्ते बान्धवा विघटन्ते सुसञ्चिता अर्थाः।
एक: कथमपि न विघटते धर्मो रे जीव ! जिनभणितः॥१२॥

(ગુ. ભા.) હે જીવ ! દીકરાઓનો વિયોગ થાય છે, બાન્ધવો વિખૂટા પડે છે, અને ઘણા પરિશ્રમથી મેળવેલી સમ્પત્તિ પણ વિયુક્ત થાય છે એટલે કે તેમને મૂકીને તારે જવું પડશે, અથવા તને મૂકીને તેઓ ચાલ્યા જશે, પણ એક જિનરાજે કહેલા ધર્મનો કોઈ કાળે પણ વિયોગ થવાનો નથી, અર્થાત્ આ જીવને સાચું સગપણ તો ધર્મનું જ છે, બીજું સર્વ આળપંપાળ છે માટે જિનધર્મ ઉપર સાચી શ્રદ્ધા રાખી તેનું જ સેવન કર. ૧૨

अडकम्मपासबद्धो, जीवो संसारचारए ठाइ ।
अडकम्मपासमुक्को, आया सिवमंदिरे ठाइ ॥१३॥

सं छाया-अष्टकर्मपाशबद्धो जीवः संसारचारके तिष्ठति ।
अष्टकर्मपाशमुक्त आत्मा शिवमन्दिरे तिष्ठति ॥१३॥

(ગુ. ભા.) આ જીવ આઠ કર્મરૂપ પાશથી બંધાયેલો એવો સંસારરૂપ બન્દીખાનામાં ઠામ ઠામ ભટકે છે, અને આઠ કર્મરૂપ પાશથી મૂકાયેલો એવો મોક્ષ-મન્દિરમાં જઈને રહે છે, માટે હે જીવ ! તું આઠ કર્મ-રૂપ પાશને તોડીશ ત્યારે જ મોક્ષમન્દિરમાં જઈશ,

અને લાભને યોગે વિવિધ પ્રકારના કર્મને વશ થયેલા જીવોને આ સંસારમાં એવો કોઈ સંબન્ધ નથી કે જે ન સંભવે, અર્થાત્ સમગ્ર સંબન્ધે આ જીવો સંસારમાં ભટકયા છે, પણ જો જિનવરનો ધર્મ સ્વીકારી રૂડી રીતે પાળે તો સંસારરૂપ ચક્રમાં ન ભમે ૧૦

वधवा सुहिणो सव्वे, पिअ-माया पुत्त-भारिया ।
पेअवणाओ निअत्तन्ति, दाऊण सलिलजलिं ॥११॥

स छाया–बान्धवाः सुहृद सर्व माता पितरौ पुत्र-भार्या ।
प्रेतवनाद् निवर्तन्ते दत्त्वा सलिलाञ्जलिम् ॥११॥

(શુ ભા) હે જીવ! બાંધવ મિત્રો મા બાપ, સ્ત્રી અને પુત્ર એ કોઈ તારા સગા નથી, પણ દેહના સગા છે કારણ કે-મૃત્યુ થયા પછી દેહને બાળી પાણીની અંજલી આપી સ્મશાનથી પોતપોતાના સ્વાર્થને સંભારતા પોતપોતાને ઘેર પાછા જાય છે, પણ તેમાંનું કોઈ વહાલું સગું તારી સાથે આવતું નથી માટે તેઓની ખોટી મૂર્છા ત્યાગી તારી સગાથે આવનારા ધર્મનો આદર કે જેથી તારો જલ્દી નિસ્તાર થાય ૧૧

निहडन्ति सुआ विहडन्ति, वधवा विहडन्ति
सुसचिआ अत्था । इक्को कह वि न विहडइ,

धम्मो रे जीव ! जिणभणिओ ॥१२॥

स.छाया-विघटन्ते सुता विघटन्ते बान्धवा विघटन्ते सुमञ्चिता अर्थाः
एकः कथमपि न विघटते धर्मो रे जीव ! जिनभणितः॥१२॥

(ગુ ભા ) હે જીવ ! દીકરાઓનો વિયોગ થાય છે, બાન્ધવો વિખૂટા પડે છે, અને ઘણા પરિશ્રમથી મેળવેલી સમ્પત્તિ પણ વિયુક્ત થાય છે એટલે કે તેમને મૂકીને તારે જવું પડશે, અથવા તને મૂકીને તેઓ ચાલ્યા જશે, પણ એક જિનરાજે કહેલા ધર્મનો કોઈ કાળે પણ વિયોગ થવાનો નથી, અર્થાત આ જીવને સાચુ સગપણ તો ધર્મનુ જ છે, બીજુ સર્વ આળપપાળ છે માટે જિનધર્મ ઉપર સાચી શ્રદ્ધા રાખી તેનુ જ સેવન કર ૧૨

अडकम्पासबद्धो, जीवो संसारचारए ठाइ ।
अडकम्मपासमुक्को, आया सिवमंदिरे ठाइ ॥१३॥

स. छाया-अष्टकर्मपाशबद्धो जीवः संसारचारके तिष्ठति ।
अष्टकर्मपाशमुक्त आत्मा शिवमन्दिरे तिष्ठति ॥१३॥

(ગુ ભા ) આ જીવ આ૦ કર્મરૂપ પાશથી બધાયેલા એવો સંસારરૂપ બન્દીખાનામા ઠામ ઠામ ભટકે છે, અને આઠ કર્મરૂપ પાશથી મૂકાયલો એવો મોક્ષમન્દિરમા જઈને રહે છે, માટે હે જીવ ! તુ આઠ કર્મરૂપ પાશને તોડીશ ત્યારે જ મોક્ષમન્દિરમા જઈશ,

અને અવિનાશી સુખ પામીશ ૧૨

त्रिहवो सज्जणसगो, विषयसुहाइ विलासललिआइ ।
नलिणीदलग्गघोलिर–जललवपरिचचलं सव्व ॥१४॥

स छाया–विभव सज्जनसङ्गो विषयसुखानी विलासललितानि ।
नलिनीदलाग्रघूर्णिर–जललवपरिचञ्चल सर्वम् ॥१४॥

(ગુ ભા) આ જીવે માની લીધેલા જે સુખકારી પદાર્થો, જેવા કે–લક્ષ્મી, સગા સબન્ધીઓનો સગ, તથા સ્ત્રી વિગેરેના મનોહર વિલાસે કરી સુદર એવા પાચે ઇન્દ્રિયોના વિષયસુખ, એ સર્વ અતિશય ચચળ છે. જેમ કમળપત્રના અગ્રભાગમા રહેલુ જળબિન્દુ અતિચપળ છે તેમ એ સર્વ અતિશય ચપળ છે–થોડા કાળમા જ હતુ નહોતુ થઇ જાય છે ! માટે હે જીવ ! આવા અસ્થિર પદાર્થોમા શા માટે આસક્ત થાય છે ? ૧૪

त कत्थ वल तं कत्थ, जुव्वण अगचगिमा कत्थ ? ।
सव्वमणिच्च पिच्छह, दिट्ठ नट्ठ कयतेण ॥१५॥

स छाया–तत् कुत्र बल ? तत् कुत्र यौवनम् ? अङ्गचङ्गिमा कुत्र ? ।
सर्वमनित्य पश्यत दृष्ट नष्ट कृतान्तेन ॥१५॥

(ગુ ભા) કાયાનુ તે બળ ક્યા ગયુ ? તે જુવાની ક્યા ચાલી ગઇ ? શરીરનુ સૌન્દર્ય ક્યા ગયુ ? તે

સર્વ રૂપ-રંગ કયા ચાલ્યા ગયા? અરે વૃદ્ધાવસ્થા આવી! હે પ્રાણીઓ! આ સર્વ અનિત્ય છે તે સાક્ષાત્ જુઓ-તપાસો જે સર્વ નાની વયમા દેખ્યુ હતુ, તે સર્વ યમરાજાએ નષ્ટભ્રષ્ટ કરી દીધુ-થોડાજ વખતમા હતુ નહોતુ થઈ ગયુ આ શરીરને ગમે તેટલી સાચવણીથી રાખશો તો પણ તેનુ બળ સૌન્દર્ય અને જુવાની ટકવાની નથી-વિનશ્વર છે, માટે જેની કરેલી સેવા કદાપી નિષ્ફલ થતી નથી એવા ધર્મનુ સેવન કરો ૧૫

घणकम्मपासबद्धो, भवनयरचउप्पहेसु विविहाओ।
पावइ विडंबणाओ,जीवो को इत्थ सरण से ? ॥१६॥

स छाया-घनकर्मपाशबद्धो भवनगरचतुष्पथेषु विविधाः ।
प्राप्नोति विडम्बना जीव कोऽत्र शरण तस्य ? ॥१६॥

(શુ ભા) આ જીવ નિબિડ કર્મરૂપ પાશથી બ ધાયેલો થકો ભ વરૂપ નગરના ચારગતિરૂપ ચૌટામા અનેક પ્રકારની વિડમ્બનાને પામે છે, અહી તેનુ કોણ શરણ છે? ૧૬

घोरम्मि गब्भवासे, कल-मल-जंबालअसुइवीभच्छे।
वसिओ अणतखुत्तो, जीवो कम्माणुभावेण ॥१७॥

स. छाया: घोरे ... से कल-मलजम्बालाऽशुचिवीभत्से

उपितोऽनन्तकृत्वो जीव कर्मानुभावेन ॥१७॥

(ગુ ભા ) આ જીવ કર્મના પ્રભાવથી વીર્ય અને મળરૂપ કાદવને લીધે અપવિત્રાથી ભરપૂર અને કપાગી છૂટે એવા ગદા ભયાનક ગર્ભવાસમા અનન્તી વખત વસ્યો ! આના દુસહ દુખને પણ ભૂલી જઈ ફરીથી ગર્ભવાસમા આવી દુખ ભોગવના પડે એવા કૃત્યો કરે છે ! પરન્તુ પુન ગર્ભવાસમા આનવુ ન પડે એવો ઉદ્યમ કરતો નથી ! ૧૭

चुलसीई किर लोए, जोणीण पमुहसयसहस्साइ ।
इक्किक्कम्मि अ जीवो, अणतखुत्तो समुप्पन्नो ॥१८॥

स छाया–चतुरशीति किल लोके योनीना प्रमुखशतसहस्राणि ।
एकैकस्मा च जीवोऽनन्तकृत्व, समुत्पन्न ॥१८॥

(ગુ ભા ) લોકને વિષે જીવને ઉત્પન્ન થવાના સ્થાનક ચોરાશી લાખ યોનિ છે તે એક એક યોનિમા આ જીવે અનન્તી વાર અવતાર લીધો ! તોપણ હે પ્રાણી ! તે ઉત્પત્તિ સ્થાનમાથી કટાળો પામી તુ ધર્મકૃત્ય કરવામા કેમ ઉદ્યમ કરતો નથી ? ૧૮

माया-पिय-बन्धूहि, ससाररयेहि पूरिओ लोओ ।
वहुजोणिनिवासीहिं, न य ते ताण च सरणं च ॥१९॥

म. छाया–माता-पितृ-बन्धुभि ससारस्थै पूरितो लोक ।

नहुयोनिनिवासिभिः न च ते त्राणं च शरण च ॥१९॥

(ગુ ભા ) હે જીવ ! સંસારમાં રહેલા અને ચોરાશી લાખ યોનિમાં નિવાસ કરતા એવા માતા પિતા અને બન્ધુઓ વડે આ ચૌદ રાજલોક ભર્યો છે, પણ તે કોઈ તારું રક્ષણ કરવાને સમર્થ નથી, તેમ શરણ રાખવાને પણ સમર્થ નથી ! માટે રક્ષણ કરવાને સમર્થ એવા જિનધર્મનું શરણ લે કે જેથી આધિ વ્યાધિ અને ઉપાધિરૂપ દુઃખથી પરિપૂર્ણ એવા આ સંસારથી મુક્ત થઈ શકે ૧૯

जीवो वाहिविलुत्तो, सफरो इव निज्जले तडप्फडई ।
सयलो वि जणो पिच्छइ, को सक्को वेअणाविगमे ?॥२०॥

सं छाया–जीवो व्याधिविलुप्तः शफर इव निर्जले तडप्फडयति ।
सकलोऽपि जनः प्रेक्षते कः शक्तो वेदनाविगमे ? ॥२०॥

(ગુ ભા ) જ્યારે આ જીવ વ્યાધિથી ગ્રસ્ત થઈ જલ વિનાના માછલાની જેમ તડફડે છે–ટળવળે છે, હાય ! ઓય ! કરે છે, તે વખતે પાસે બેઠેલા સગા સંબંધીઓ અસહ્ય દુઃખ દેખે છે છતા તેમાનુ કોણ વેદના દૂર કરવાને સમર્થ થાય છે ? અર્થાત્ કોઈ કાંઈ પણ વેદના નિવારવાને શક્તિમાન્ થતુ નથી, પણ છેવટે અંત સમયે ધર્મનું શરણ બતાવે છે માટે હે પ્રાણી ! પરિણામે ધર્મનું શરણ તો કરવુંજ પડે છે.

તો પછી પ્રથમથીજ ધર્મનુ શરણુ લેવાને શા માટે વિલબ કરે છે? ૨૦

**मा जाणसि जीव! तुम, पुत्तकलत्ताइ मज्झ सुहहेऊ।**
**निउण वधणमेय, ससारे ससरंताण ॥२१॥**

स छाया–मा जानीहि जीव! त्व पुत्र-कलत्रादि मम सुखहेतु ।
निपुण बन्धनमेतत् ससारे ससरताम् ॥२१॥

(ગુ ભા) હે જીવ! તુ આ સસારને વિષે એકાતે દુ ખના હેતુ જે પુત્ર સ્ત્રી મિત્રો વિગેરેને સુખના હેતુ જાણુ નહી, કારણ કે–સસારમા ભ્રમણ કરતા જીવોને એ પુત્ર સ્ત્રી મિત્રો વિગેરે સગા સબધીઓ આકરા સસારબધનનુ કારણ થાય છે પણુ સસાર-માથી છોડાવતા નથી માટે તે સસારબધન કરાવ-નારા સગા સબધીઓમા મમત્વ ભાવ નહી રાખતા કર્મબધનથી મુક્ત કરનાર ધર્મમા દૃઢબુદ્ધિ કર ૨૧

**जणणीजायइ जाया, जाया माया पिआ य पुत्तो अ।**
**अणवत्था ससारे, कम्मवसा सव्वजीवाण ॥२२॥**

स छाया–जननी जायते जाया, जाया माता पिता च पुत्रश्च ।
अनवस्था ससारे कर्मवशात् सर्वजीवानाम् ॥२२॥

(ગુ ભા) આ સસારમા કર્મવશથી જીવોની વ્યવસ્થા છે, એટલે એકજ પ્રકારની સ્થિતિ રહેતી

